શ્રી સારદાય નમઃ

શ્રી

# સૌભાગ્ય-ચંદ્ર.

## નવીન નાટય.



રચનાર,

સોની. ચંદુલાલ મનસુખલાલ.

અને

મોતીલાલ છબીલલાલ.

મુ. ગોધરા, પંચમહાલ.

સને ૧૯૦૫. સંવત ૧૯૬૧.



અમદાવાદ.

"વિજય પ્રવર્ત્તક" પ્રેસ.



કીંમત. રૂ. ૦-૧૦-૦ પોસ્ટેજ. રૂ. ૦-૧-૦

# પાત્રોનાં નામ.

અમરગઢ.

| | | |
|---|---|---|
| ૧ | ભોપાળસિંહ. | અમરગઢનો રાજા. |
| ૨ | ઇંદુમતિ. | ભોપાળસિંહની છોકરી. |
| ૩ | કમળાવતિ. | ભોપાળસિંહની બીજી સ્ત્રી ઇંદુમતીની ઓરમાન મા. જાલમસિંહની બ્હેન. |
| ૪ | જાલમસિંહ. | કમળાવતિનો ભાઈ. ભોપાળસિંહનો સાળો. |
| ૫ | સૌભાગ્યચંદ્ર | ભોપાળનો નીમકહલાલસરદાર. |
| ૬ | પ્રતાપસિંહ | ભોપાળનો નીમકહલાલ સરદાર. } સૌભાગ્યના મિત્ર. |
| ૭ | નવીનચંદ્ર. | ગરબડશાનો પુત્ર ને રાજાનોસરદાર. } સૌભાગ્યના મિત્ર. |
| ૮ | કેદારસિંહ. | જાલમસિંહનો વિશ્વાસુ નોકર. |
| ૯ | ગરબડશા. | અમરગઢનો વેપારી—વાણીયો. |
| ૧૦ | ઝરીના | નાયકા ને પાછળથી દાસી. ( ઇંદુમતિની ) |
| ૧૧ | વિમળા. | ઇંદુમતિની વિશ્વાસુ દાસી. |
| ૧૨ | કુતબુદ્દીન. | મુસલમાન સરદાર. |
| ૧૩ | સાઇસ્તખાંન. | મુસલમાન સરદાર. |
| ૧૪ | સુરો. | ભોપાળસિંહનો ભાયાત અને છાનો બહારવટીયો. |
| ૧૫ | ધીર અને વીર. | ભોપાળસિંહના પહેલી રાણીના પુત્રો. |

કનકાપુરી.

| | | |
|---|---|---|
| ૧૬ | કનકસેન. | કનકાપુરીનો રાજા. |
| ૧૭ | કુસુમાવલી. | કનકસેનની રાણી. |
| ૧૮ | મોહીની. | કનકસેનની દીકરી. |
| ૧૯ | કનકસાગર. | કનકસેનનો પ્રધાન. |
| ૨૦ | પ્રપંચોલાલ. | નીમકહરામ સરદાર. |

સાધુ, સેન્યાધિપતિ, સિપાઇ, ઈત્યાદિ.



ॐ તત્સત્ પરમાત્માને નમઃ

# ઉપોદ્ઘાત્.

આહા ! વિદ્વાન પુરૂષો અને મહા પંડીતોએ શુભ અશુભ પ્રસંગે પ્રારંભે જેને વર્ણવેલા છે એવા ગવરી પુત્રને આરંભમાં અષ્ટાદસવાર પ્રણામ કરી, મારા સ્વદેશી વીરલાઓ પ્રત્યેની મારી ભ્રાતૃ ફરજ બજાવવા આ વખતે તૈયાર થયો છું, તો હે વિઘ્ન નાશક, ગર્જરી ભાષાની આવી પાયમાલી કરનાર કઠણ દીલના કઠોરોને પ્રજવલીત કર. આર્ય બંધુઓ, આધુનીક સમયમાં દેશી બંધુઓના સુધારા માટે શું ફાંફાં ! શો શ્રમ ! કેટલાં પુસ્તક રચાય છે ! કેટલી નવલ કથાઓ ! પણ કંઈ અસર નહિ એ શું ! આપણી પવિત્ર માતાની આવી નિર્ધન અને દુર્બળ સ્થીતિ કેમ ! એના વિચારો મારા મનમાં હુમેશાં થયા કરતા હતા. અને તેમ ન થવા દેવા અને બનતો પ્રયત્ન કરવો એ મારી મુખ્ય ફરજ છે, એવું મને ભાસ્યું ત્યારે હું અલ્પ પ્રાણી બીજી કોઇ રીતે શક્તિવાન નહિં હોવાથી મારા સ્વદેશી ભાઇઓની પ્રત્યે મારી પ્રથમ ફરજ બજાવવા માટે આ લઘુ પુસ્તક બનાવી મારા વ્હાલા દેશ હિતચિંતકોની પવિત્ર હુજુરમાં રજુ કરૂં છું.

વાહ ! કેળવણીને અને અવશ્ય કરીને આપણી સ્વભાષાઓને કેવું ઉત્તેજન મળે છે. બીજી ભાષાઓનાં પુસ્તકોને પેટીમાં કબાટોમાં કે ટેબલમાં કેદ કરી

તાળાં મારે છે; પણ સ્વદેશી ભાષાનાં સ્વદેશીઓના અઘાટ શ્રમથી રચાયલાં, જોકે ખાસ વાંચવા લાયક અને તેમાં તેમનું પણ હિત હિસ્સો રાખે છે તેવાં હોય છે. છતાં પણ કચરાની કોટડીમાં અને બાળકોનાં ર-મકડાંમાં રખડતાં જોવામાં આવે છે. આટલાથી બસ રહેતું હોયતો ઠીક પણ બિચારા કર્તાઓને ઉત્તેજન મળવાની આશાએ મફત ટપાલ ખર્ચ પદરની ખરચી ભેટ મોકલ્યાં હોય છે તે ગાંધીઓને ઘેર પડીકાં બંધાય છે. એ કેવી મજાહ! ધન્ય છે ગ્રહસ્થોને કે સ્વભાષાને આટલી બધી સ્વતંત્રતા આપે છે પણ મારૂં કહેવું એ-ટલુંજ છે કે જયારે પુસ્તક સરખી નજીવી ચીજને આ-ટલી સ્વતંત્રતા આપવા તસ્તી લેછે તો પોતે તેટલી કેમ મેળવતા નથી.

સદ્ગ્રહસ્થો આ પુસ્તકમાં સંકટ સમયે શીયળ સાચવનાર પતિવૃતાનો પવિત્ર ધર્મ; મિત્રની મિત્ર પ્રત્યેની વફાદારી; ભોળાઇનાં ભૂડાં પરિણામ; સરદારને થએલી શિક્ષા, મુસલમાનોની સત્યતા તથા દાનાઇ, ચોરીનુ ચંડાળે જાય અને પાપી હાથ ઘસતા થાય, જાત તેવી ભાત એવી અનેક રસીક તથા સ્ત્રી પુરૂષો પર નિતિની સજજડ છાપ બેસારે એવા વિષયો વર્ણવેલા છે.

મારા વ્હાલા વાંચકો, માણુસ જાત દોષને પાત્ર છે તે પ્રમાણે મારા અનેક દોષ આપની દ્રષ્ટીએ પડશે; પણ તે ઉપર ધ્યાન ન આપતાં માત્ર સાર ગ્રહણ કરશો અને સ્વભાષાની અચળ કીર્તિના વાવટાઓ પર પડેલી

ધુળ ખંખેરનારને પુરતુ ઉત્તેજન આપી આભારી કરશો અને નજરે પડતા દોષ પુરસદે મને બતાવશો તો યોગ્ય વખતે સુ ધારીશ.

આ પુસ્તકમાં હમને હમારા મિત્ર મોહનલાલ ચુનીલાલ તથા ભટ મણીલાલ રણછોડદાસે પુરતી મદદ આપીછે તેથી આ જગ્યાએ હું તેમનો આભારી થયોછું. મારા સર્વ ગુણ સંપન્ન વિદ્યા ગુરૂ ગોપાલદાસ ઇશ્વરલાલ શાહ. બી. એ. કે જેમણે આ સ્વભાષાનું પુરતુ જ્ઞાન આપી આ પુસ્તક રચવાને શક્તિવાન કર્યો છે માટે તેમનો આભાર માનીએ છીએ.

લી. કર્તા.

॥ श्रीरामचंद्रजी प्रसन्न ॥

# અંક પહેલો.

## ભૂપતિ ભૂષણ.

## પ્રવેશ. ૧.

### પાત્ર સૂત્રધાર અને નટી.

સૂત્રધાર.        સ્તુતિ. ગાયન. ૧.

મંદાકિનિ શરદ વરદ વૃષભ વાહિની;
શુદ્ધ કરણી, વેદચરણી, નંદ કામિની.        મંદાકિનિ૦

શૂલહસ્ત ડમરૂ ચાપ, ખડગ ધારિણી;
અભિનવ લીલા સદર્યે, જીવરતારિણી,
ધૈર્ય મૂકુટ નેમ સુભટ વિશ્વ કારિણી.        મંદાકિનિ૦

પામો, નામો, જામો,
સુખસદની, દુઃખહરણી; વનસરણી,
નૃત્ય ચારિણી.        મંદાકિનિ૦

શંસ્રુતિ ધરી હસ્ત પ્રસરી, દાસ વીનતી;
શનય, વિનય હૃદય થકી, દાખવી પ્રતી;
તવચરણે લીનકરી, મોક્ષની ગતી.        મંદાકિનિ૦

સૂત્રધાર—( ખૂંખારીને—ફરતો ફરતો. )

અવાજતો આજે તદન ખોખરોજ થઇ ગયો છે. શું કરીયે ? દિવસે દિવસે શરીર સંપત્તિ પણ દગો દેવા લાગી છે. એક તો પ્રકૃતિ સારી નહિ અને તેમાં

વળી અધૂરામાં પૂરૂં સભાનું જાહેર વ્યાખ્યાન. એ વ્યાખ્યાને તો મારા મગજના રક્તને ઘણુંજ ડોળી નાંખ્યું છે. વ્યાખ્યાન સાંભળવાથી જીવને જરા સારૂ લાગશે એવી આશાથી હું જાહેર મંડપમાં ગયો હતો, પરંતુ તેથી તદ્દન ઉલટુંજ થયું. કેમ ઉલટું ન થાય? આપણી જૂની સારી ચાલોનું અને આપણા ધર્મનું અપમાન આપણાથી કેમ સહન થાય? આપણા વડીલોને એ ખર પુરૂષો ઉઘાડા છોગે ખર કહે એતો કેમ સાંખી શકાય? હાલની બગડેલી સામાજીક સ્થિતિ સૂધારવાને મારા પરમ પ્રિયમિત્રોએ જે યોજનાઓ યોજી છે તેજ ખરેખાત યથાર્થ છે. આવી સ્થિતિમાં જો ઘટતી સૂધારણા ન થાય તો ઘણાજ માઠા હાલ થશે એમાં શક નહિ. બધી વાત તો ખરી પરંતુ દરેક કામમાં પૈસાની જરૂર તો હોય ને હોય. અને જોવા જઈએ તો સ્થિતિ હમારા લોકોની તદ્દન નિર્ધન. ( વિચાર કરે છે ) રસાળ ભૂમીમાં જમીનને પણ ભૂખે મરવું પડે છે. " ઘરનાં છોકરાં ઘંટી ચાટે અને ઉપાધ્યાનને આટો " હશે કંઈ હરકત નહિ. દૃઢ સંકલ્પ સામે પૈસાની નડ કયાં સુધી ટકશે? આદમી હરેક પ્રકારે પૈસો પેદા કરી શકે છે. હવે એક નાટકનો પ્રયોગ કરી લોકોનાં મનરંજન કરી આવેલા પૈસા સાર્વજનીક હીતાર્થે વાપરીશું એટલે થયું. ( વિચાર કરે છે એટલામાં નટી પાછળથી આવી સૂત્રધારના શીર ઉપર પુષ્પો નાંખે છે. ) ( ચમકીને ) અરે! આકુસુમ

વૃષ્ટી કયાંથી ! આ પુષ્પ વૃષ્ટી કોણે કરી ?

નટી–પ્રાણપ્રિયા વગર બીજું કોણ ?

સૂત્રધાર–( મનમાં ) પુરૂષ જાતીને અનેક પ્રકારે રીઝવવાને માટે લગતો પુર્ણ યુક્તિ ભંડાર ઇશ્વરે સ્ત્રી જાતીનેજ સોંપેલો છે. પોતાની સ્ત્રીનું મુખ કમળ જોઇ જે પુરૂષને આલ્હાદ ઉત્પન્ન થતો નથી તેને નરને બદલે ખરની ઉપમાજ યોગ્ય લાગશે.

નટી–પ્રાણનાથ, આમ વિચારમાં કેમ ડુબી ગયા છો ? હું જયારે આપને ગુઢ વિચારમાં ચઢી ગયેલા દેખું છું ત્યારે તો મારા હૈયાનું હીર બળી જાયછે. નાથ, કોઇ દિવસ નહિને આજેજ આપની મુદ્રા કેમ ઉપરા ઉપરી રંગ બદલતી હતી ? પ્રાણ, મને કહો; મારાથી અવગણ નહિ રાખો.

સૂત્રધાર–પ્રીયા,એતો કંઇ નહિ. તારાથી છુપુ રાખવા જેવું શું છે ? આપણા લોકોની સામાજીક સ્થિતિ તદન બગડી ગઇ છે તે વિષે મારા મનમાં વિચાર ઘોળાયા કરતો હતો. હાલની સ્થિતિનું પ્રદર્શન આપણી નજર સન્મુખજ છે. પ્રીયા, જોને.

## ગાયન. ૨.

અધૂનીક આ સુધારકો જે નવીન વસ્તુને ચાહે;
જૂનું પુરાણું ત્યાગ કરીને સ્વધર્મ છોડી જાયે.

તું જાણેછે તો ખરી કે દિનપ્રતિદીન આપણા લોકો સ્વધર્મ ઉપર કૃષ્ણ વર્ણનો લેપ ચઢાવ્યા કરેછે હવેતો.

## ગાયન. ૩.

સ્વહિંદ દેશ ધર્મ તેજ મ્લાન થાય છે;
દિન દિન તેજ લોપ રૂપ જાય છે.
દોષ પાત્ર કોણુ ધારશોજ આ સમે;
હિંદુ જાતીને દશાજ આજ બહુ ગમે.
ધોતી ખેસ પાઘડી કુ કૂપ નાંખીને;
લોહ જાત ઘેર લાવે હેમ આપીને.
પહેરણો ગયાં ખમીસ કૅાલરો ગમે;
પાટલૂન નેકટાઈ દેશમાં રમે.
માંસ આહાર મદ્યપાન પ્રેમથી કરે;
પાવસેવી બીસ્કુટોજ લાજ નહિ ધરે.
ચક્ષુ રાખી લાલ બોલે કાઢીને નણુ;
સોડા વૅાટરો વિના સુકાય છે ગળું.
પત્ની સારૂ માત તાત હૃદય કાપશે;
આચાર્ય સાધુ સંતને તે ગાળ આપશે.
સ્ત્રી જાત પોલકાં છટેલ વસ્ત્રે મહાલશે;
પતી ગુલામ થઇને હોંષે સાથ ચાલશે.
ભવ્ય કુંકુમો લલાટ લાજતો ધરે;
બૂટ છત્રી મોજાંઓની મોજ તે કરે.
સ્વછંદી ગ્રંથ વાંચીને મીજાજ મન થરે;
ગૃહ કામ કાજ કાળજી તે શીદને કરે.

(નિસાસો નાંખીને) વારૂં, બધી વાતો તો ખરી. પરંતુ તારા મન ઉપર તો આજકાલના જમાનાએ અસર કરી નથીને? તેવું કંઈ પ્રકારે હોય તો કહી

દે; કારણુ આજે એક કામ હું કરવાનો છું. તેમાં તારી જરૂર છે.

નટી—નાથ, અબળાની તે ઇચ્છા શી? પતી એને પરમેશ્વર. નાથનો હુકમ શીર સાવધ. વધારે શું કહું! વડીલોનું અપમાન કરવામાં અને વિનયની મૂર્તિ ભાગીને તેના ચુરેચુરા કરવામાં ભૂષણુ સમજનાર સ્ત્રીઓ પૈકી નાથ હું નથી. સ્ત્રી પુરૂષોના હક્કો સમાન સમજી પ્રાણુવલ્લભ પ્રત્યે બેદરકાર બતાવનાર સૂશીલ સ્ત્રી કેમ કહેવાય? હું તો આપના ચર્ણુની એક દાસી છું. આ દેહ મારો નથી; તે સદાય આપનોજ છે. વિનયવૃક્ષને મૂળીયાંમાંથી ખોદી કાઢનારી ચાલો, રીતભાતો જે સ્ત્રીના મન ઉપર અસર કરેછે તેવી સ્ત્રીઓ ઉપર ભરોસો કેમ રખાય! જે સ્ત્રી સુમાર્ગે દોરાવનાર પૂરાણુની ચીજોનો અનાદાર કરી કુમાર્ગે ખેંચનાર નવીન ચીજોને આમંત્રણુ કરેછે તે સ્ત્રીઓ પોતાના પતિનો અનાદર કરવા કેમ ચૂકે? એવી સ્ત્રીઓને પતિ પ્રત્યે નિર્મળ પ્રેમ કયાંથી હોય. વ્હાલા, આ મારો સ્ત્રીઓનો દેવ ધર્મ તો પતિજ છે. પતિ સેવા રૂપી હોડી હમને પાર ઉતારશે એ હું પાકી રીતે સમજુછું. નાથ, જે સ્ત્રીઓ આ વાતને પોતાની હૃદયશીલા ઉપર કોતરી રાખેછે તે સ્ત્રીઓને અને એમના માતપિતાને ધન્ય છે.–પતિરાજ.

## ગાયન. ૪.

હસ્ત જોડીને દાસી ઉચરે, કામ જે કહો હોંષથી કરે.

દાસી નાથની અર્ધ અંગના, દુઃખ ભોગશે સુખ સંગના.
નાથ જો કહે કૂપમાં મરે, દેહ સંકટે અગ્નિમાં ધરે.
હુકમ તોડશે નાર જે પતિ, દુઃખ પામશે કષ્ટ તે અતિ.
નાથ નારીનો દેવ ધર્મ છે, પ્રીય સેવવો મુખ્ય કર્મ છે.
દંશનાથને વેગે નારિને, સ્નેહ જેમ છે મીનવારિને.
નાથના દુઃખો દેખીને ઝુરે, વારવા પીડા સુખથી મરે.
દેહનારીના પુષ્પ છે ખરા, અર્પીયા પતિ સુખના ઝરા.

સૂત્રધાર–ઠીક ત્યારે. આજે એક નાટકનો હું પ્રયોગ કરવા ઇચ્છુછું. તારી સંમત્તિ તો હશે ?

નટી–મને આપનો હુકમ સર્વ માન્યછે પરંતુ રજા હોય તો મારે કંઈકહેવાનું છે.

સૂત્રધાર–વ્હાલી ખુશીથી કહે.

નટી–પ્રાણનાથ આપ જાણો છો તો ખરા કે આજકાલ નાટ્યકલાને લોકો ઘણીજ નીચ ધારે છે. પછી આપની મરજી હોય તે ખરી.

સૂત્રધાર–પ્રીયા, તું વાત કહે છે તે યથાર્થ છે. લોકો નોકરી મેળવવામાં અને તે મળ્યા પછી મોટા અધીકારીની પાયરીએ પહોંચવા નીચ કૃત્યો હજારો કરે છે. પરંતુ કેટલાકજન એટલા બધા અંધ થઈ ગયા છે કે તે, તે નીચ કૃત્યો કહેતા નથી અને નાટક જેવી પરમાર્થ સાધીને સ્વાર્થ સાધનાર કળાને નીચ કહે છે. અધુનીક વીરાઓ નીચને ઉંચ અને ઉંચને નીચ કહેવા લાગ્યા છે. એ પણ આપણા લોકોનું કમનશીબજ સમજવું જોઇએ. તેમાં કોઇનો દોષ નથી. એ આપડી

પડતીનાં ચિન્હો બતાવી આપે છે. હુવે તે વાતની જરા પણ ફીકર કરવી નહિ, સમજી નાટચકલામાં તો પ્રીયા.

## ગાયન. ૫.

છે નહિ મુળગો દોષ નાટય શીરછે નહિ મુળગો દોષ;
મુરખો રાખે તેપર રોષ. (૨)          નાટય શીર છે;
ચોર ચાડીઓ ને વ્યભિચારી તેવા શીરપર પાપો ભારી;
નાટચકળાને નીચશું ધારી, આવા વિચારો નાંખો મારી;
તમે શાનો જુઓ જોષ ( ૨ ) નાથ્ય શીર છે.
નાટય જનોને બોધજ આપે, સુમાર્ગો બતાવી પાપો કાપે;
ઢોંગી ધૂતારાને સંતાપે, જેવો જન માને સંતોષ. ( ૨ )
નાટય શીર છે.

નટી—ઠીક ત્યારે, આજે આપણે કયા નાટકનો પ્રયોગ કરીશું વારૂ લોકોમાં પ્રીય થઇ પડે એવો ખેલ કરવો એજ સારૂં.

## ગાયન. ૬.

હાસ્ય, વીર, કરૂણા, રસકોઇ, રજરસ કોઇ ચાહે;
બોલે છે કોઇ નાટય ખૂલે છે પ્રેમજ રસની માંહે.

સૂત્રધાર—હા, ઉપદેશ પર અને લોકોનાં મન ખુશ થાય એવું નાટક કરવું જોઇએ ત્યારે તો પેલું નાટકજ સારૂં છે.

નટી—કયું ?

સૂત્રધાર—“ સૌભાગ્યચંદ્ર ” નામના એક સરદારકે જેણે પોતાના રાજા પ્રત્યે નીમકહલાલી બતાવી છે અને

અનેક સંકટોમાં પણ પોતાનું સત્ય જાળવી રાખ્યું છે તેવા સરદારના નાટકનો પ્રયોગ સારો લાગે છે.

નટી—નાથ, વખત પણ ઘણોજ થઇ ગયો. માટે ઇશ્વરની પ્રાર્થના કરી ચાલો હવે કામે લાગીયે.

સૂત્રધાર અને ગાયન. ૭.

નટી. શ્રી નિધિલક્ષ્મિ વિલાસીની પદ જડી દ્રાવે મનુષ્યો જને;
રાચે મન પુર ભક્ત તારક ધરે, ત્યક્ષો ધનુષ્યોકને.
મનવેદક સુખદાયકે પરહર્યા, નશ્વેત ત્રાસિતમનો;
ચંદ્રોત્પાદક તીર્થ પ્રાશન કરી, મસ્તક ધરો શિતમનો.
વિદ્યાનામ સરસ્વતિ ભગવતામ્, ચંડીચપુવાહિની.
નાસે કષ્ટ સતેજ વાશિતમુખી, દુખાબ્ધિ સુસ્તારિણી.
યત્પદ પંકજ શુધ્ધ પ્રેમળમને, લાગી ત્રીવગોમહા;
ફળી વિંધવા મનથાયછે હરનિષે, લલકારી જીંહામહા.

## પ્રવેશ ૨ જો.

સ્થળ જાલમસિંહનું ખાનગી મુકામ.

પાત્ર જાલમસિંહ તથા તેનો મિત્ર કેદારસિંહ અને પાછળથી ગરબડશા ઝરીના અને પાછળથી નવીનચંદ્ર અને સૌભાગ્યચંદ્ર.

જાલમસિંહ (પ્રવેશ કરીને) ગાયન. ૮.

થયો થયો ખરે, મારો રાજમાં બોજ;
માણુ માણુ માનીતી નિત્ય મોજ.

કુંવરી વરવા હોંશ છે મનમાં;
પુરી પાડે હરી આશાઓ તનમાં.

કેદારસિંહ—અરે વાહ, વાહ, વાહ.

(તોતો પછી જમાઇરાજય પુછવું છે શું?)
થયો થયો૦

જાલમસિંહ—રાજાને રાણી થયાં તાબેદાર.
હાંજી હા હજુરીઆ ભર્યાછે દરબાર;

કેદારસિંહ—અરે વાહ, વાહ, વાહ.

જાલમસિંહ—હવે રહ્યો નથી મને કાંઇ બોજ;
માણુ માણુ માનીતી નિત્ય મોજ. થયો૦

જાલમસિંહ—(મુછપર હાથ નાંખીને) દોસ્ત, રાજયમાં મ્હારૂં પુરૂં જોર જામી ગયું છે. હવે કોઇની સત્તા મ્હારા આગળ ચાલે તેમ નથી. રાજા ને રાણી મારે આધીન થયાં છે. અને વળી રાજાના સાળા રહ્યા એટલે પુછનાર કોણ છે? મોટા મોટા શેઠીઆઓ પાસેથી પૈસા પડાવવા, ખાતર પડાવવા, બહારવટીઆને ઉશ્કેરવા, રાજાને ભંભેરી ભૂત કરવો અને એવાં એવાં અનેક બહાદુરીનાં અને ચાલાકીનાં કામ કરીએ છીએ તોપણ આપણને પુછનાર કોણ છે?

કેદારસિંહ—એ બાપુ આપને પુછે તેને જમ પુછે! અને જો કોઇ વધારે મિજાજ કરીને આપણા સામો થાય તો તેના તો બાર વાગી જાય, અને તેને તો નાહક જમપુરીનો રસ્તો ઝાલવો પડે વળી રાજયમાં તમારો ડોળ, દમામ જોઇને મોટા મોટા અમલદારો પણ

ચૂપ થઈ જાય છે.

**જાલમસિંહ**–(મુછ મરડીને) અરે દોસ્ત તું શું સમજે એ લોકો જાણે છે કે સુતા સિંહને જગાડવામાં તથા સાપને છંછેડવામાં જેટલું જોખમ રહેલું છે તેટલું મારા સામા થવામાં રહેલું છે. બીજું જો મ્હારી બ્હેન કમળાવતી રાજાને ઉંધુ ચતુ ભેરવી, ગમે તે યુક્તિ કરીને જો કુંવરી ઇંદુમતી મ્હારી જોડે પરણાવી આપે તો પછી જોઇએ છે શું ? જો કુંવરી મ્હારી સાથે વરેતો તો હું જમાઈરાજ થાઉં અને ભવિષ્યમાં થનારા રાજા તરીકે પ્રખ્યાતિ પામું. કેમ ખરૂંને ?

**કેદારસિંહ**–(હાથ જોડીને) હા, બાપુ હા. આપનું કહેવું ખરૂં છે કારણ કે બે કુંવરોને તો બહારવટીઆ ઉપાડી ગયા છે. તેમ હાલમાં કોઇરાજ્યનો વારસ નથી અને રાજ્યના મોટા માણસોની નજર કુંવરી ઇંદુમતીના થનાર ભરથાર ઉપર છે, અને ઇંદુમતી કીયા ભરથારને પસંદ કરે, તે તેની તથા રાણીની મરજી ઉપર રહેલ છે. પણ જો તે તમને પસંદ કરે તો તો આ અમરગઢનું રાજ્ય તમારા તાબામાં આવે અને તમે આ વિશાળ પ્રદેશના માલીક થાઓ એમાં તો કંઈ શક નથી.

**જાલમસિંહ**–(કેદારસિંહને સંબોધીને) અરે મિત્ર પણ તેં બહારવટીઆને ઉંધુ સમજાવ્યું તેથી કુંવરોને ઉપાડી ગયા છે. તે કામમાં તને સાબાશી ઘટે છે. પણ તેં તે કામ કેવી રીતે કર્યું તે તો જરા કહે.

**કેદારસિંહ**–અરે બાપુ, આપના ગુલામમા શું પુ-

છવું પડે એવું છે. બહારવટીઓ સુરો મને મળ્યો હતો તે મને આપનો મિત્ર તથા હજુરી જાણી કહેવા લાગ્યો કે "ભાઈ સાહેબ, તમારા સરદાર જાલમસિંહે અમારી જાગીર લઈ લીધી, અને અમને ઘણા નિર્ધન બનાવી દીધા છે. અને આવું કામ કરવાથી પરમેશ્વર તેમના ઉપર રાજી નહિ રહે. માટે તમારા સરદારને કહેજો કે આનું પરિણામ માઠું આવશે. માટે મહેરબાની કરી ને રાણા સાહેબને સમજાવી હમારી જાગીર પાછી અપાવે તો બહુ સારૂં, નહિ તો કંઈ યુક્તિ હોય તો બતાવો કે અમને રાણાજી અમારી જાગીર પાછી સોંપે, અને અમારૂ મનામણું કરે, કે અમે આવાં નિચ કૃત્ય કરતાં અટકીએ. (જાલમસિંહનો હાથ દાબીને) પછી મેં કહ્યું કે તમે બન્ને કુંવરોને ઉપાડી જાઓ એટલે રાજા કું-વરો પાછા મેળવવાને લીધે તમારૂં મનામણું કરશે, અને તમને તમારી જાગીર પાછી સોંપશે. એટલે તે કુંવરોને ઉપાડી ગયો. અને વળી યુક્તિ બતાવી એટલે આભાર માનેછે. કેમ મારા સરદાર કંઇ ખોટું કર્યું છે?

જાલમસિંહ—અરે વાહરે મારા દોસ્ત ઘણીજ ચા-લાકી વાપરી છે. રાણાજી તે કુંવરોને ઘણા સોધેછે પણ આપણે પત્તો કયાં આપીએ છીએ કે તેમનું મનામણું થાય. પત્તો આપીએ ત્યારે તો બુરાઇ થાય, આશાઓ ના ડુંગર ધુળમાં રગદોળાય, પણ કેદાર, હવે તો મગ-જને બહુ શ્રમ પડયો છે માટે ઉંચા પ્રકારની એક સ-રસ બાટલી લાવ કે જરા મગજ શાંત થાય.

કેદારસિંહ—એ બાપુ શીશી તો હું સાથેજ લાવ્યોછું ( ગજવામાંથી કાઢે છે અને બતાવીને) બાપુ, આ દારૂ લાગે છે તો ઉંચામાનો રંગ પણ બહુજ સરસ છે ( પ્યાલી ભરી આપીને ) લ્યો બાપુ આ નવીન તેજદાર દારૂની મજા ચાખો.

જાલમસિંહ—(હાથમાં લઇને) અરે કેદાર એક ફારસીમાં કહેવત છે કે " જેને નહિ પીયા શરાબ ઉસ્કા ખાના હે ખરાબ " (દારૂના નીશામાં ચકચુર થઇ આમ તેમ એક એકના ઉપર લથડીયાં ખાય છે એવામાં ગરબડશા શેઠ ઝરીના નામની એક નાયકાને લઇને આવે છે. જાલમસિંહ ગરબડશા શેઠને આવતા જોઇને કહે છે.) આવો આવો ગરબડશા શેઠ, કેમ પેલા કામનું શું કર્યું? (ઝરીના તરફ જોઇને ) આ તમારી સાથે કોણ છે?

ગરબડશા—( સલામ કરીને ) મ્હાડા સડદાડ એ હુવે અમે એ કામની પેડવીમાં છીએ અને એ કામમાં સ્ત્રીની મદદ જોઇએ માટે તમાડે સાડુ આ એક સુંદર ભેટ ટ થાટે કામમાં મદદ આવે તેવી આ એક સ્ત્રી છે (સલામ કરીને) હા મ્હાડા મેડબાન.

જાલમસિંહ—અરે શેઠ એમાં સ્ત્રીની શી જરૂર છે? શું એ હથીયાર બાંધીને વડવા જશે? ( આંખનો ઈસારો કરીને) એ એને તો આપણે ત્યાં રાખીશું. (કેદારસિંહ તરફ જોઇને) કેદારસિંહ, મ્હારી વ્હાલી છે તો છબીલી, ફાંકડી, રસીલી, વાંકડી, મુખમુદ્રાની મ-

નોહરતા, તથા યૌવનની સંપુર્ણતા જોઈ મારૂં તો મન લલચાઈ ગયું છે (કેદારસિંહ છાના રહેવાને તેનો હાથ દબાવે છે.)

ગરબડશા—કેમ, મ્હાડા સડદાડ એમ કેમ બોલો છો ? એ તમારી ક્ષત્રી લોકોની તો અક્કલ લડાઇમાંજ ચાલે, પણ હમે ટો વાણીયાભાઇ, આગળ પાછળનો વિચાર કરી પહેલેથીજ પાડ બાંધી ડઇએ. (તેનો હાથ ઝાલીને) એ આપની ઇંદુમતીના મહેલની ખબર મળે માટે આપણું એક ખાનગી માણુસ રહેવું જોઇએ કે આપણને બઢા સમાચાર બાડોબાડ મળે અને વળી તે તેનું મન તમારી તરફ દોડે.

જાલમસિંહ—વાહરેવાહ મારા શેઠ. તેં બહુ ભારે અક્કલ દોડાવી, પણ એ જાતની કોણ છે ?

ગરબડશા—મ્હાડા મેડબાંન આપજ પુછી જુઓને, બધી ખબડ પડશે.

જાલમસિંહ—(કેદારને) અરે કેદાર આ બાઇને પુછ કે તમારૂં નામ શું, તમે કોણ છો અને કયાંથી આવો છો ?

કેદારસિંહ—(ઝરીનાને) અરે બાઈ મારા સરદાર પુછે છે કે તમે કોણ છો તથા કયાંથી આવોછો, તે કહો.

ઝરીના—(સલામ કરીને) મહેરબાન, મારૂં નામ ઝરીના છે, હુ એક નાયકા છું, હું દીલ્હીથી ચાર પાંચ દિવસ થયાં આવીછું અને આપનું નામ સાંભળી આપના આશ્રયતળે રહેવા ઇચ્છુંછું.

જાલમસિંહ—મોટી ખુશીની સાથે રહો, ખાઓ, પીઓ, અમન ચમનમાં દિવસ કાઢો, અને આનંદમાં વખત નિર્ગમન કરો, અને આપના ભક્તને પ્રેમવારી છાંટી શાંત કરો. બોલો તમારી શી મરજી છે?

ઝરીના—(તેની પાસે જઇ તેના ખભા ઉપર હાથ નાંખીને) હું તો તમારી દાસી થઈ ચુકીછું આપની જેવી ઇચ્છા તેવી મારી ઇચ્છા.

જાલમસિંહ—ત્યારે એક નવીન ચીજ થવા દીયો.

ઝરીના—જેવી આજ્ઞા. ગાયછે.

## ગાયન. ૯.

હાંરે નંદલાલ મારગ મુજ ઘરરે
મારગ ઘરરે રે (૨)— હાંરે૦
હાંરે કાન કનૈયાલાલા,
છોડોજી મોતનકી માલા,
વ્હાલા તુટેગા નવસેર રે (૨)—હાંરે૦
જાકે કચેરીમેં કંસકું કહેંગી,
નહિ રહુંગી મેં તો નગરમેં— હાંરે૦
છોડો ન સતાવો જાઓ, હાથુ કા કંગના,
હાંજી તુટેગી મેરા કર રે, (૨)—હાંરે૦
જુલમતો એસા, કભી નહિ દેખામેં,
ધોળે દીને લુટે ઘરરે (૨)-- હાંરે૦
વાહરે ગીરધારી, હારી મેં તમસેં,
છોડો છબીલા રાખી મેંરરે— હાંરે૦

જાલમસિંહ—અરે વાહ દીલજાન વાહ ! કેવું મધુર ગાયન ! શું તમારી ચાલાકી ! છટામાં તો બાકીજ નથી. નજર પણ તાકીને જોતાં થાકી જાય. શાબાશ, વાહ દીલજાન શાબાશ ( ગરબડશા તરફ જોઇને ) અરે શેઠ તમે પેલી બાબત વિષે ગોઠવણ કરજો (ઝરીના તરફ) દીલજાન તારે એક કામ કરવાનું છે.

ઝરીના--મ્હોટી ખુશીની સાથે હું તો આપની દાસી થઈ ચુકીછું જે હોય તે ખુશીથી ફરમાવો હું કરવાને તૈયાર છું.

જાલમસિંહ--(ખભો થાબડીને) અરે શાબાશ જો સાંભળ કામતો એ કરવાનું છે કે તમારે કુંવરી ઇન્દુમતીને ત્યાં દાસી તરીકે રહેવાનુ છે અને તેની બધી બાબતોની તપાસ કરી તેના સમાચાર અમને આપવાના છે. કેમ થશેને ?

ઝરીના-શા માટે નહિ મારા પ્રાણેશ હું તો તમે જે કામ સોંપો તે કરવાને તૈયાર છું, પણ મારી ખરચીનું તથા મારે કયાં રહેવું તેનું શું ધાર્યું ? વળી મારે એ કામમાં હાલતે ચાલતે નાણાંનો ખપ પડશે.

જાલમસિંહ-અરે દીલજાન, તારી ખરચીને માટે તો થઈ પડશે. (કેદારસિંહ તરફ) અરે કેદાર, આપણે પેલા મારવાડીના ઘરમાં ખાતર પડાવ્યું હતું તેમાંથી જે પચાસ હજાર રૂપૈયા ભાગે મળ્યા છે, તેમાંથી તારે ઝરીનાને પચીસ હજાર રૂપૈઆ આપવા પછી એને જેમ કરવું હોય તેમ કરે, અને આપણો બહારનો બ-

ગીચાવાળો બંગલો છે તે સાફ કરાવીને ત્યાં એમને ઉતારો આપવો (ઝરીના તરફ જોઇને) કેમ દીલજાન હવે તમારૂં મન માન્યું ને ! ખાઓ, પીઓ, મરજીમાં આવે તેટલા પૈસા ઉડાવો અને સુખેથી ખીલતું યૌવન ગાળો, (ધીમેથી) પણ આપણું કામ પાર પાડી દેજો.

ઝરીના-(ચપટી વગાડીને) અરે એતો આમ જાઓ તમારે ફીકર ના રાખવી. જયાં જવું હોય ત્યાં બેશક પધારો.

જાલમસિંહ-(કેદારને) અરે કેદાર હાલમાં કુંવરી ઇંદુ કયાં હશે ? શું તેનો કંઈપણ પત્તો નહિ લાગે ? જયારથી મેં એની મનહર મુર્તિ જોઈ છે ત્યારથી હું તો દીવાનો બન્યો છું. તેને મળવા મારો જીવ અધીરો થયો છે માટે તે હાલ કયાં હશે તે તું સત્વર જણાવ.

કેદારસિંહ-મારા સાહેબ એતો એમના ભાઇના જવાથી આખો દિવસ બગીચામાં શોકમય રીતે જીંદગી ગાળે છે.

જાલમસિંહ-એ હાલ, આપણે ત્યાં જલ્દીથી જઇએ અને જો કંઈ કરતાં માને તો ઠીક, પણ હવે તો ગમે તેમ થાય પણ એ મધુરી નારને મળવું.

## ગાયન. ૧૦.

મળું મન હરણી નારી કરીને હું પ્યાર- શાબાશ.
ભેટું ભોળી ભામાને આનંદે અપાર- શાબાશ.
સુંદીર શ્યામા સંગે, રમવા રામા રંગે- મળું૦

સુંદીર શાણુા હો થઇને સરદાર,
ગોરીની ગુલામીમાં તાબેદાર,
તલસુ,તલસુ,મનમાં તલસુ મળે મધુરી કયારે નાર–મ૰
બનડો બનીને બગીચે આવાર,
સુંદીર શ્યામા શું જોડવા પ્યાર,
ઈંદુ, ઈંદુ, વ્હાલી ઈંદુ એછે મારી શીર સરદાર– મ૰

( કેદારસિંહ તથા જાલમસિંહ જાય છે. અને ગરબડશાનો છોકરો નવીનચંદ્ર ગરબડ થવાથી શું બનેછે તે જોવાને આવે છે અને પોતાના પિતાને દેખી.)

નવીનચંદ્ર–અરે આ શું! આ પ્રપંચસ્થાનમાં મારા પિતા કયાંથી! લાવ હું છુપાઇને જોઉં કે તે શું કરે છે. (ઝરીનાને જોઇને) એ જે સ્ત્રીની સાથે વાત કરેછે તે કોણુ હશે! ખરેખર મને તો તેના પોશાક ઉપરથી નાયકા હોય તેમ લાગે છે! ( છુપાઈ જાયછે. )

ગરબડશા–( ઝરીનાને તાળી આપેછે.) કેમ દીલજાન, કેવી યુક્તિ, કેવી ચાલાકી, કેવી ભોળાને ભડમાવાની માઠી શક્તિ, જોયું કે પાસાતો બધાએ સવડા પડયા છે. પૈસા પણુ મન માન્યા મળ્યા છે.

ઝરીના–( જરા લટકો તથા હાવભાવ બતાવીને ) અરે વાહરે મારા રંગીલા શેઠીયા, તમારી ચાલાકીમાં તે કંઈ બાકી હોય! એનું કામ કરીશું પૈસા ખુટશે એટલે એ એને રસ્તે અને હું મારે રસ્તે. ભલેને પડે ખાડમાં તેમાં આપણે શું! આપણુને તો પૈસા મળશે તેમાંથી અમન ચમન કરીશું.

ગરબડશા—એતો વાત ઠીક પણ આ છેતરવાનું અને ઠગવાનું ઠેકાણું મેં બતાવ્યું, માટે તમને જે રૂપિયા મળે તેમાંથી અડધો અડધ માડો ભાગ, કેમ એ શડત કબુલ છેને? નહિતો તમે તમારે રસ્તે, ને હું મારે રસ્તે નહિ લેવા કે દેવા.

ઝરીના—અરે વાહરે મારા શેઠીયા તમે આ શું બોલોછો, અરે જોઈએ તો બધાએ ધ્યો તમારાથી શું વધારે છે! (આંખનો ઇસારો કરીને) મારે તો તમારો આભાર માનવાનો છે કે તમે મને રાજ્ય મહેલમાં રહેવાનું ઠેકાણું કરી આપ્યું અને તેમ છતાં જાલમસિંહના હાથમાં રાજ્ય આવ્યું તો પ્રધાન પછી તમેજ છોને?

ગરબડશા—અને પછી પટરાણી પણ તમેજ છોને! એ કામાંધ તમારા ઉપર મોહીટ ઠઇ ગયો છે, અને એને કયાં રાજ્ય ચલાવટાં આવડે છે. (તેનો ખભો થબડીને) એ રાજ્ય ચલાવવામાં તો તમારા જેવાંજ ખબડદાર જોઇએ.

ઝરીના—(હાથનો ચાળો કરીને) પટરાણી તો ખરી પણ તમારી તો દાસીજને!

ગરબડશા—એ ડાસી તો ડાસી પણ ટમાડુ ડુપ તો ડાસપણું કરી પાણી ભરાવાનુંજ. શું ટમાડુ ડુપ, શી ટમાડી કાન્તી શી તમારી ચપળતા શી ટમાડી લાવણ્યતા, શી ટમાડી છટા, બોલવાની ચાલાકી, બસ ભલા ભલા પણ ટમાડા ડુપમાં અંજાઈ જાય. જાણે સાક્ષાત રટિનોજ અવટાર હોયના!

ઝરીના—ના મારા વ્હાલા તમો વખાણો છો તેવું રૂપ મારામાં નથી.

ગરબડશા—અરે શું બોલોછો, ડીલજાન ટમાઋ રુપ પર તો વારી જાઉં.

ગરબડશા— ગાયન ૧૧.

વાહરે વાલી વારી જાઉં તારા રુપનેરે,
ભરમાવ્યા અક્કલના ભાડે મોટા ભુપનેરે;
વા વા વા રંગીલીનાર,
ઝરીના—વારે વા છબીલા યાર.
ગરબડ—શાણી તું માડી સડદાર.
ઝરીના—વ્હાલા હુંછું તાબેદાર.
ગરબડશા—ધન્ય જનેટા જન્મી જગમાં કુખનેરે.
વાહરે વ્હાલી૦
ઝરીના—( વ્હાલા હવે વખાણ જાવા દીયો. )
ગરબડ—( વ્હાલી આજકાલ ટો વખાણથીજ કામ ઠાય છે.
વા વા વા મારી ડીલદાર.
ઝરીના—શાણા છો મમ હૈયાહાર.
ગરબડશા—આપી પ્રેમનું ભોજન, ભાગી ભુખનેરે.
વાહરે વ્હાલી૦
વા વા વા શી કોમળ કાય.
ઝરીના—પ્રીતમજી હું લાગુ પાય.
ગરબડ—રહુ રાટ દિવસ હું રામા ટાડા રુપનેરે.
વાહરે વ્હાલી૦ ( જાય છે. )

( નવીનચંદ્ર બહાર આવીને એકટસે જોઇ રહીને
થોડીવારે. )

નવીનચંદ્ર–અરે! હું આ શું જોઉં છું ! મારી આંખે તમર ચઢી આવે છે. અરે શું ! એ મારા પિતાએ વૃદ્ધ છતાં પણ પૈસાની લાલચમાં ગુણકા સાથે પ્યારબાંધી રાજ્યની સામે ઉત્પન્ન થતા ભારે કાવતરામાં ભાગ લીધો છે ? અહાહા કેવી અજાયબી ! કેવું આશ્ચર્ય ! જુવાનીમાં મનુષ્ય કદાચ સંસારના મોહમાં લપટાઈ રહે છે, એ બનવું સંભવિત છે. વૃદ્ધાવસ્થામાં પણ મનુષ્ય સંસારની મોહમાયામાંથી મુક્ત થતો નથી તેનો આ ભવમાં ને પેલા ભવમાં પણ ઉદ્ધાર થતો નથી. કહેવત છે કે " સાઠે બુદ્ધિ નાઠી " તેજ કહેવતને અનુસરી આ મારા વૃદ્ધ પિતાની બુદ્ધિ લય પામી છે, અક્કલ ગુમ થઇ છે, ચારે પાસ મોહાન્ધ થઇ પૈસાના અંધકારમાં ડુબી ગયા છે. કંઈ પણ તેમને સુઝપડતી નથી, પણ અંધકારના ખાડામાં વધારે ને વધારે ઉંડા ઉતરતા જાય છે. આવાપિતા કરતાં પિતા વગર રહેવું હજાર દરજ્જે પસંદ કરૂંછું. પિતાશ્રીની મતિ અંધ થઇ ગઈ છે. જેમ જેમ વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે, તેમ તેમ તેમને જુવાનીના અંકુરો ફુટે છે, અને પાપ કરવામાં વધારે ને વધારે આગળ વધ્યાં કરે છે. જો કે તે મારા વડીલ છે, મુરબ્બી છે, પણ તેમનાં દુરાચરણ જોઈ તેમને પિતાકહી બોલાવવામાં મને શરમ લાગેછે. (હાથ જોડીને) અરે પ્રભુ દુનિઆમાં રહી પુત્રે પિતાનાં

કુકર્મો જોવાં, તે કરતાં દેહ ત્યાગ કરી પરલોક ગમન કરવું હજાર દરજજે સારૂં છે. સદાની મીઠી ઉંઘમાં ઉંઘવું સારૂં છે, જેથી કરીને દેખવું એ નહિ ને દાઝવું એ નહિ. જો દેહ ત્યાગ કરવાની જીવની ઈચ્છા ન થતી હોય તો કોઇ પણ ઉપાય કરી પીતાને સુમારગે દોરવા એ પુત્રનો ધર્મ છે, પણ અરે મને ખાત્રી છે કે મારા પિતા પૈસાના લોભથી મારૂં કહ્યું કશું પણ ધ્યાનમાં લેનાર નથી. મારા પ્રયત્નો સઘળા નિષ્ફળ જશેજ જેમ પથ્થર ઉપર પાણી રેડવાથી પથ્થર પિગળતો નથી તેમ આ મારા પાષાણ હૃદયના પિતા ઉપર કંઇ પણ અસર થનાર નથી. મારાથી પિતાનાં આ કુકર્મ જોઈ શકાતા નથી, માટે ( પરમેશ્વર તરફ હાથ જોડીને ) હે પ્રભુ, આના કરતાં મરવું વધારે પસંદ કરૂં છું. માટે જગતનિયંતા કરૂણાનિધિ પરમેશ્વર ! આ સંસારની મોહમાયામાંથી મુક્ત કરી આ બાળકને તારે શરણે આવવા દે. ( જમીન તરફ જોઇને ) અરે પૃથ્વી માતા ! તું મને થોડી જગ્યા આપ કે જેથી કરી માટીમાંથી ઉત્પન્ન થયેલો દેહ પાછો માટીમાંજ મળી જાય. ( આકાશ તથા ચંદ્ર તરફ જોઇને ) અરે દેવતાઓ ! અને પોતાના ઠંડા કીરણોથી જુવાન સ્ત્રીપુરૂષોના મનને આલ્હાદ ઉપજાવનાર શશીની ઉપમાને લાયક અરે પ્રત્યક્ષ દેવચંદ્રમા ! તું મારા આ આચરણને ધિક્કારીશ નહિ. મારી તરફ કરડી નજર કરીશ નહિ. આપઘાત કરવાની શાસ્ત્રમાં મના કરી છે. તે હું ભુલી ગયો

નથી. તે મારા હૃદયમાંછે. પણ જેમ ધૂર્જટીએ કામને બાળીને ભસ્મ કરી નાંખ્યો છે, તેમ મારા પિતાના કુકર્મના આતસે શાસ્ત્રના કાયદાને બાળી ભસ્મ કરી નાંખ્યા છે. અરે પરમેશ્વર હું તારે શરણે આવુંછું. (કટાર કાઢી મરવાને તૈયાર થાય છે. એટલામાં સૌભાગ્યચંદ્ર પ્રવેશ કરે છે.)

સૌભાગ્યચંદ્ર—( આશ્ચર્યમાં ) અરે રાત્રીના બારનો સમય થવા આવ્યો છે. ઝણઝણાટ કરતી રાત્રીએ તેની પોતાની ગોદમાં હજારો સ્ત્રીપુરૂષોને નિદ્રાધીન કરી નાંખ્યાં છે. પશુ પંખીઓ તેમનો દિવસ નો શોરબકોર છોડી દઇને પોતાના માળામાં નિદ્રાધીન થઇ પડયાંછે. આજ શહેર બહારની ચોકી ફરતાં કોઈ પણ મનુષ્ય સામું આવતું નથી.તો આવી ભયંકર રાત્રીએ અને આવા અઘોર સ્થાનમાં, આ બંગલાના મેદાનમાં, આયુવાન પુરૂષ તેની કટાર કાઢીને શા માટે ઉભો હશે ? ( થોડીવારે ) મને કંઈ પણ સમજણ પડતી નથી. એની અંદર છુપોભેદ સમાયલો હશે, તે દુઃખથી કંટાળીને આત્મઘાત કરવાની તૈયારીમાં જણાય છે. માટે લાવ જોઉં કે શું કરે છે. ( બાજુપર જઇ ઉભો રહે છે. )

નવીનચંદ્ર—ખરેખર મરવું એ તો નિશ્ચય છે. જીવવું વૃથા છે, મનના વિચારો મનમાં રહ્યા છે, હવાઇ કિલ્લાઓ ઉડી ગયા છે, ઉડતા તુરંગો તેલમાં ડુબી ગયા છે, સંસારમાંથી મન ઉઠી ગયું છે, અને મરવાનો નિશ્ચય પક્કો થતોજ ગયો છે, માટે હે પ્રભુ ! દીનબંધુ,

દીનાનાથ, જગતપતિ, જગતનિયંતા, નોધારાના આ-ધાર, સત્યનાબેલી હવે આ બાળકને તારે શરણે લે. ( હાથ જોડી. )

## ગાયન. ૧૨.

પ્રભુ પ્રેમે પ્યારા; શરણુ શેવક હું ત્હાયરે.
દુઃખની વરસી ધારા; સદન અંગે મ્હાયરે.
પિતાકુકર્મે જોતાં ચીત, અહોમમ ચીરાય છે.
સદા રોતાં રોતાં, મરણુ વશ મનતો થાય છે.

( કટાર મારવા જાયછે. સૌભાગ્યચંદ્ર તેનો એકદમ હાથ પકડે છે. )

સૌભાગ્યચંદ્ર–અરે કોણ નવીનચંદ્ર! અરે ભલા માણુસ અહીંઆં આવી અઘોર રાત્રીએ એકલો કયાંથી! આ મુર્ખાઇનું કામ શું આદરવા માંડયું છે! એકદમ આત્મઘાત કરવો તેનું કંઇ કારણ!

નવીનચંદ્ર–(દીલગીરીમાં) ભલા સૌભાગ્યચંદ્ર, મને કારણુ બારણુ પુછશો નહિ. મને મરવાદો. મરવાથીજ હું સુખી થઇશ. દુઃખી મનુષ્યનું હૃદય દુઃખીજ જાણે છે. ( નવીનચંદ્ર આટલું બોલી નીચુ જોઇ રહે છે. )

સૌભાગ્યચંદ્ર–(ઠપકામાં)અરેપણભલા માણુસ,શુંછે! તેતો મને કહે! અરે નવીનચંદ્ર તારી અક્કલ ગુમ થઇ ગઇ છે. તેં તારૂ ડહાપણુ ધૂળમાં રગદોળ્યું છે. તારા ભણુ-તરપર પાણી ફેરવ્યું છે. તારી ચતુરાઇ ગોળાઇ ગઇ છે. તારો વિવેક વેચાયો છે. અરે નવીનચંદ્ર આવું ઉ-

દ્ધતાઇ ભરેલું પગલું ભરવા કેમ ઉભો થયો છે? શા-
સ્ત્રમાં આત્મઘાત કરવાની મનાઇ કરી છે તે શું નથી
જાણતો? કેમ ઊંચું જોતો નથી! ભલા માણસ શાસ્ત્ર-
નું ઉલ્લંઘન કરે છે તે કેવી મુર્ખતાઇની વાત છે! ઘ-
ણુજ સાહસ, ઘણુંજ ઉદ્ધતાઇ, ઘણુંજ બેવકુફાઇ,
છેક ગાંડાઇ!

નવીનચંદ્ર—ખરેખર સૌભાગ્યચંદ્ર, ભલા સૌભાગ્ય-
ચંદ્ર, મારા સરદાર, મારા શેઠ, ખચ્ચીત મેં મ્હારી
અક્કલ ભાડે આપી છે. મ્હારી વિદ્યા વેચી નાંખી છે.
(જરા નરમાશથી) પણ ભલા સરદાર, તમે જેમ ધા-
રતા હશો તેટલા ઠપકાને હું પાત્ર નથી. ખરી વાતથી
તમે તદન અજાણ્યા છો, નહિતો તમે મને આવો ઠ-
પકો આપો નહિજ. જે ખરી વાત છે તે હું અને પર-
મેશ્વર માત્ર જાણે છે.

સૌભાગ્યચંદ્ર—અરે પણ ભલા માણસ એવો તે શો
બનાવ બન્યો છે કે જેની તારા મગજપર આટલી બધી
અસર થઇ છે. સંક્ષેપમાં મને તો જણાવ.

નવીનચંદ્ર—ધારો કે તમારા પિતાશ્રી જીવતા હોય
અને તેમની વૃદ્ધાવસ્થામાં તે કોઇ ગુણકાના ફંદમાં ફ-
સાઇ પડેલા તથા હરામનાં નાણાં હજમ કરતાં જુઓ,
તો તમે શું કરો? (સૌભાગ્યચંદ્ર જુસ્સામાં).

સૌભાગ્યચંદ્ર—(ગુસ્સામાં) મારા પિતાશ્રી એવા
નહોતા કે હરામના પૈસા હજમ કરે. એ વાત બનવી
કઠણ છે. એ વાત ઘણી અસંભવિત છે.

**નવીનચંદ્ર**-હું જાણુંછું કે તમારા પિતાશ્રી એવા નથી પણ ધારો કે એવા હોયતો તમે શું કરો !

**સૌભાગ્યચંદ્ર**-પિતાનાં એવાં કુકર્મો હું નજરે જોઉં તેના કરતાં હું મરવું વધારે પસંદ કરૂંછું.

**નવીનચંદ્ર**-તો મારા સરદાર, મારી બાબતમાં પણ એમજ છે. હું મારા પિતાનાં કુકર્મો જોવાને અસમર્થ હોવાને લીધે હું મારા પ્રાણુની આહુતી આપતો હતો. તેવામાં તમે મને અટકાવ્યો, પણ હવે પરોપકારી પુરૂષ તમે મને મરવાની રજા આપો.

**સૌભાગ્યચંદ્ર**-( આશ્ચર્યમાં ) શું ! નવીન ! તારા પિતા એવું કર્મ કરે ! એવું કેમ બને ! એવું માની કેમ શકાય ! ખરેખર એતો ધરતીનો છેડો આવ્યો ! ઘણીજ આશ્ચર્યની વાત છે ! ભારે અજાયબી ! પણ ભલા, દુઃખની વખતે ઘણી ધીરજ રાખવી જોઇએ. સાહસ કામ કરવાથી આગળ ખોટું પરિણામ નીપજે છે. એવો પણ પ્રભુ વખત લાવશે કે તારા પિતા સુધરશે અને તને સંતોષ ઉત્પન્ન થશે. પણ ધાર કે તું કંઇ ગફલતમાં હોય અને તારા પિતા ગુણકાના પ્યારમાં હોય તેની તને પક્કી ખાતરી છે ?

**નવીનચંદ્ર**-( ગુસ્સાથી ) અલબત્ત,શા માટે નહિ ! મને પક્કી ખાત્રી છે. અરે સૌભાગ્યચંદ્ર મેં મારી નજરે નજર જોયું છે. કદાચ કોઇના મોઢાની સાંભળેલી વાતતો ખોટી માની શકાય, પણ પ્રત્યક્ષચક્ષુથી નિહાળેલી વાત કેમ ખોટી મનાય ! અને તેમાં આપણુને

કેમ શંકા પડે!

**સૌભાગ્યચંદ્ર**-અરે ભલા માણુસ તને ખબર નથી કે નજરે નીહાળેલું પણ કોઈ કોઈવાર ખોટું પડે એની બરોબર તપાસ કરીને પછી નજરમાં આવે તેમ કરજે. પણ આપઘાત વિના બીજું જે તારા પિતાને સુધારાના રસ્તે લાવી શકે તે કૃત્યો આદરજે, પણ હવેથી આવું સાહસ કરીશ ના. લે હવે તો હું રજા લઉં છું કારણુ કે આજ રાત્રે નગરચર્ચા જોવાનો મારો વિચાર છે. રાતના બારનો સમય થયો છે માટે હું જાઉં છું તું પણ ઘેર જા અને ગઇગુજરી ભુલી જજે. રખે રસ્તે કંઇ સાહસ કરતો લ્યો હવે રામ રામ, હવે જાઊંછું.

સૌભાગ્ય- ગાયન. ૧૩.

અરે જાઓ અરે જાઓ સાહસિક શાને થાઓ;
સંભારી સુંદર રાખો હામ.
**નવીનચંદ્ર**-દુઃખવાદળુ છે ભારી.
**સૌભાગ્યચંદ્ર**-મરવુ મુકો વિસારી.
**નવીનચંદ્ર**-જખમ લાગ્યો છે કારી,
**સૌભાગ્યચંદ્ર**-પિતાને લ્યો સુધારી
હવે હૈયે રાખો હામ, રખે કરો કંઇ કામ
હુંતો જઇશ હવે આમ, લ્યો પ્રણુામ.
પ્રણુામ..............—.......પ્રણુામ.
**નવીનચંદ્ર**-રામ...............રામ.

## પ્રવેશ ૩ જો.

**સ્થળ બગીચાનો દેખાવ. પાત્ર ઇંદુમતી પાછળથી તેની દાસી વિમળા, તથા જાલમસિંહ તથા પાછળથી સૌભાગ્યચંદ્ર.**

બગીચામાં સુંદર વૃક્ષો આવી રહ્યાં હતાં. ઠામ ઠામ લતા મંડપોથી બાગ શોભાયમાન થઇ રહ્યો હતો અને જાઈ, જુઈ; ચંપો, ચંબેલી, મલ્લીકા, મોગરો ગુલાબ, કેવડો અને એવા અનેક તરેહના સુંગધીદાર શોભાયમાન પુષ્પોથી બાગનો દેખાવ શુશોભિત થઇ રહ્યો હતો. દાડમ, નારંગી, આંબા, આંબલી, કેળ વગેરે વૃક્ષો બાગમાં આવી રહેલાં હતાં વચ્ચે એક ગોળાકારે શુશોભિત ફૂવારામાંથી પાણીની શેરો છુટી રહી હતી. વચ્ચમાં ઠામઠામ બાકડાએ નાંખવામાં આવ્યા હતા. રાત્રીનો લગભગ બારનો સમય થયો હતો. અને રાજ મહાલયમાં કુંવરી ઇંદુમતી તેના બે ભાઇ ગુમ થવાથી તેની દાસી સાથે શોકમાં દિવસ નિર્ગમન કરતી હતી. પણ તેણીને રાત્રે ઉંઘ ન આવવાથી મનનો શોક દુર કરવા બાગમાં આવતી હતી કે જેથી તેણીનુ મન શાન્ત થાય. તેનો ચહેરો ઉદાશીન હતો.

( તે બાગમાં ગાતી ગાતી ફરે છે. )

ઇંદુમતિ— ગાયન. ૧૪.

કમળાપતિ કમળનયન કરૂણાળા, શામળીઆ સહાયથજોરે

રઘુવિર શ્યામ સુંદર રઢીઆળા, શામળીઆ સહાય થજોરે.

ભ્રાતુ મ્હારા પ્રેમનો, દુષ્ટે હર્યો આવાર;
મળે પત્તો નહિ તેમનો, મેળવ તું કીરતાર;
દુઃખ કહું ક્યાં જઇ, ઝુરી મરૂંછું આંહી;
વિનવે કરગરી દીન દારા, શામળીઆ સહાય થજોરે.
જળવિણુ ઝુરે માછલી, નોધારી આધાર;
માતૃ મ્હારી ગઇ મરી, દુઃખ કહું કો ઠાર;
મુઝાણી હવે હરી, ધૈર્ય રાખુ ક્યાં ધરી;
વિનંતી ઉર લીયો છોગાળા—શામળીઆ.

ઇંદુમતી–અહાહા પ્રભુ ભાગ્યહિન નિર્દોષ બાળા ઉપર દુખની સીમા રહી નથી. નાનપણુમાંથી માતુ સુખનો નાશ થયો છે. મારા બે ભાઈ ધીર અને વીરનું કોઇ હરામખોરે રાજ્યલોભથી હરણુ કરાવ્યું છે. ( કપાળ કુટીને ) હાય વિધાતા વેરણુ થઇ, નહિતો બીજું શું. ! પીતાજીએ તો નવી માના પ્યારમાં મને અને મારા ભાઇને વિસારી મુકયાં છે કરૂણાનિધિ કમળાપતિ, જગતનિયન્તા, જગતપીતા, તારા આશરે આવેલી બાળાનું રક્ષણુ કરજે. રાજ્યભુવન મને કરડવા દોડે છે. નિદ્રાપણુ વેરણુ થઇ છે. ( રડે છે. )

દાસી–( પ્રવેશ કરીને ) બાઇ સાહેબ તમેતો સુઈ રહ્યાં હતાં અને અહિ કયાંથી આવ્યાં ! શું તમને કાંઇ ચેન પડતું નથી ! આમ સદા રડરડ તે કયાં સુધી કરશો આમ શોચ શું કરવા કરો છો. શોકમાં તમારૂ શરીર અડધું થઇ ગયું છે. અને વધારે શોક કરશો તો મને ધાસ્તી લાગે છે કે તમારૂ શરીર શોકમાંને શોકમાં

જીર્ણ થઇ જશે. રાણાજીએ તમારો શોક દુર થાય તેટલા માટે તમને રાજી રાખવા એકાન્તસ્થળ સુંદર બાગમાં આવેલા મ્હેલમાં આપ્યું છે. તેમ છતાં તમારૂ દીલ કેમ દુખાય છે ?

ઇંદુમતિ–( શોકથી ગળગળી થઇ તથા લલાટપર હાથ મુકીને ) બ્હેન, પિતાનો પ્યાર હોય તો પછી જોઇએ છે શું ! પિતાનો પ્યાર તો માની પાછળ કયારનોએ પરવર્યો છે. બાપ મરજો પણ કોઈની મા મરશો નહિ. માના રેંટીઆમાં સમાય પણ પિતાના રાજ્યમાં ન સમાય. જેમ ગોળી ફુટી જતાં ઠીકરી અથડાય છે, તેમ મા મરી જતાં દીકરી આ જગતમાં ઠીકરીની માફક અથડાય છે. જેમ ગોળ વિનાનો કંસાર મોળો લાગે છે, તેમ મા વિનાનો સંસાર સુનો લાગે છે. બ્હેન, પિતાનું હેત તો મા જીવે ત્યાં સુધીજ. પછી તો જેમ કિકી વિનાનું લોચન, ભાવ વિનાનું ભોજન, અને લુણ વિનાનું અન્ન, જેવું હોય છે તેમ મા મરી જવાથી બાપનું હેત તેવુંજ હોય છે. ( નિશ્વાસ નાંખી ) હાય, માતા તું મને નિરાધાર છોડી ચાલી ગઈ, અને ભર સંસારમાં મને રઝળાવી દીધી. વળી મ્હારા ભાઇ ધિરસિંહ તથા વિરસિંહને કોઈ હરામખોર રાજ્ય લોભથી ઉપાડી ગયો છે. વિધાતા વેરણ થઇ નહિ તો બીજું શું ! ( દાસી પ્રત્યે ) વિમળા, તું કહે છે તે ખરૂં, પણ અરે કોઈ મ્હારા પ્યારા ભાઇઓને લાવી આપો તો હું તમારો આભાર માનીશ.

વિમળા–બ્હેન, ધીરજ રાખો, પરમેશ્વર સૌ સારાં વાનાં કરશે. જો મારૂં કહ્યું માનો તો આપણા મરહુમ માજી સેનાપતિ અજીતસિંહના પુત્ર સૌભાગ્યચંદ્ર કે જે હાલમાં આપણા લશ્કરમાં સરદાર છે તો તેમને કહો-તો કદાચ તે તમારે વાસ્તે તેમની શોધ કરી ખોળી કાઢે, વળી તમે કહેશો એટલે તમારી વિનંતીનો અનાદર કરશે નહિ, કારણ કે તે ઘણા શરમાળ છે. વળી તે બ્હાદુર, વિવેકી, નમ્ર, અને માયાળું છે. માટે જો તમે કહોતો હું તેને બોલાવી લાવું ?

ઇંદુમતિ–(નિશ્વાસ નાંખીને) વિમળા, પારકી આશા સદાએ નિરાસ, આપ સમાન બળનહિ અને મેઘ સમાન જળનહિ. જયારે પોતાનાંજ પરાયાં થાય છે, ત્યારે પરાયાંતો આપણાં કેમજ થાય. વળી સૌભાગ્યચંદ્રને એવું જોખમ માથે વ્હોરીને આવું વિકટ કામ કરવાની શી જરૂર ? મ્હારા તરફથી તેમને શી બક્ષીશ મળવાની છે ?

વિમળા–બ્હેન, તમે ધારો છો તેવા સૌભાગ્યચંદ્ર કાંઈ બક્ષીસના લાલચું નથી. તે ઉદાર મનના પરોપકારી પુરૂષ છે. જો તમારી આજ્ઞા હોય તો હું તેમને બોલાવી લાવું.

ઇંદુમતિ–વિમળા, તું જેનાં આટલાં બધાં વખાણ કરે છે તે પુરૂષ કેવો હશે ? તે જોવાની મને ઉત્કંઠા થાય છે. ભલે તને ખાતરી હોય તો તું તેને બોલાવી લાવ, મારોતો જીવ બહું મુઝાય છે.

વિમળા–તમે અહિં જરા આરામ લો, હું હમણાંજ થોડી વારમાં તેડીને આવું છું.

ઇંદુમતિ–બ્હેન, વિમળા પણ તું આવી રાત્રીના સમયે એકલી કયાં જઈશ.

વિમળા–બ્હેન, એમને ઘેર કાંઈ જવાનું નથી ભલું હશેતો એ અહિં પેરાપરજ હશે. તમે ફીકર કરસો નહિ હું હમણાંજ બોલાવી લાવું છું. નહિ મળે તો ઘેરથી પણ બોલાવી લાવીશ.

ઇંદુમતિ–પરોપકારી, ભલી સહચરી, હું તારો કેટલો આભાર માનું. હું જરા આરામ લઊંછું. તું જા અને તેને બોલાવી લાવ.

( ઇંદુમતિ સુઈ જાય છે. અને વિમળા જાય છે. થોડી વારે જાલમસિંહ અને કેદારસિંહ ચોરની માફક ધીમે ધીમે પ્રવેશ કરે છે. )

જાલમસિંહ–(ઇંદુમતિને એકલી સુતેલી જોઇને ) (સ્વ) હાલ અહિંઆં લાગ ઠીક છે. કેદારને જરા આઘો ઉભો રાખુ ને કુંવરી માનેતો ઠીક છે. નહિતો પછી થઇ રહેશે. ( કેદાર પ્રત્યે ધીમેથી) અરે કેદાર, તું જરા હાલ છેટો ઉભો રહે, પછી હું તને બોલાવીશ.

કેદારસિંહ–ઠીક સાહેબ. ( જાય છે. ) (જાલમસિંહ ઇંદુમતિની પાસે જઇને તેને બરોબર નીહાળીને બોલે છે.) અહાહા ! પ્રભુએ શું નવરાસની વખતે આ રત્ન ઘડયું છે. સૌન્દર્યનો ભંડારજ છે. અને લાવણ્યતા અને કોમળતઃમાં સ્વર્ગની અપ્સરા પણ ધુળ ફાકે. ખરે-

ખર આ સાક્ષાત સુવર્ણની પ્રતિમા ભર યૌવનમાં ઉભ-રાઈ જાય છે. જો તેના ભ્રમર ભોગી તરીકે મને કબુલ કરેતો હું ભાગ્યશાળી ગણાઉં. અહાહા! એનું સૌન્દર્ય જોતાં ચંદ્રમા પણ લજ્જાધીન થઇ જાય છે. ( હર્ષથી બોલે છે. )

## ગાયન. ૧૫.

સુવર્ણ સરખી પુતળી, જાણે અપ્સરા ઉતરી;
સર્વાંગમાં સુંદર ખરી, રંગે અતિ છે ઉજળી.
મન લલચાય છે, જીવ ગભરાય છે;
થાકુ નહિ જોતાં ફરી.
નાશિકા ચંચુ શુક સમાન, દાંત દાઢમની કળી;
શેષ સમી કેશ ફેંણુ છે, સિંહ કટી સમ પાતળી.
ભરયૌવનમાં ખીલતી, ખરેખર તાજી એ કળી;
કમળ સરખાં નેત્ર છે, ખરેખર પારસમણી;
નખ એના હસ્તો તણા, ઝળકે જેમ હીરાકણી.

ભાષણ—અહાહા! મન અધિરૂ થયું છે, મન ધી-રજ ધરતું નથી. જીવ જરા સબુરી પકડ, શું કરૂ કાંઈ વિચાર સુઝતો નથી. ( થોડીવારે )અહા! લાવ અત્યારે એ નિંદ્રામાં છે તો એક ચુંબન કરી લઉં, પણ નાના, કદાચ ગુસ્સે થશે તો? અરે પણ એમાં ગુસ્સે શું થવાની છે. શું હું કાંઈ કમછું, નાના. મારા રૂપમાં ગુણમાં, વર્તણુકમાં કંઈ ખામી છે. અરે બીલકુલ નહિ. ત્યારે લાવ ચુંબન કરી સ્વર્ગનું સુખ ભોગવી લઉં. ( ચુંબન કરવા જાય છે. પણ સૌભાગ્યની ઇંદુમતિ ઝં-

ખણા કરતી ઉંઘમાં બોલે છે. )

ઇંદુમતિ—( સ્વપ્નામાં ) અરે શું સૌભાગ્યચંદ્ર આ વાતની હા પાડશે ?

જાલમસિંહ—( ચમકીને ) ઓહોહો ! સેનાપતી તો અહિંઆં પણ પેધા પડયા લાગે છે ને ! વાહરે એનું નશીબ.

ઇંદુમતિ—( ઉંઘમાં ) નાના, શા માટે ના પાડે.

જાલમસિંહ—( તેને જગાડીને ) અરે મગરૂર માનીની એતો હા પાડશે કે ના પાડશે પણ હું તો ચાલી ચલવી હા પડાવવા આવ્યો છું. માટે મારૂ કહ્યું માની મને પ્રેમવારી પાઇ આ તૃષિતને શાંન્ત કર.

ઇંદુમતિ—(ઝબકીને) કોણ અરે દુષ્ટ મામા ! (ક્રોધથી) અરે નફ્ટ તું આ શું બકે છે. શું તું મારૂં પાણી ગ્રહણ કરવાની ઈચ્છા રાખે છે ? અરે કુલાંગાર બે શરમ આવી અનીતી ભરેલી માગણી કરતાં તારી જીભ કેમ કપાઇ જતી નથી. દુષ્ટ દુર રહે. મારા પવિત્ર શરીરને તારા અપવિત્ર હાથનો સ્પર્શ કરીશ નહિ. નીચ તું તારી માને પેટે પથ્થર જન્મ્યો હોત તો સારૂ થાત કે લોકને ધોવા પણ કામ લાગત. કપટી કાગડા મારા પિતાજી ભોળા છે કે તને રાજયમાં હોદ્દો આપી બેઠા છે. અરે નીચ દુરાચારી લંપટ, અહિંથી ચાલ્યો જા. આવી અઘોર રાત્રીએ તને આ સ્થળે આવતાં શરમ આવતી નથી ?

જામલસિંહ—સબુર કર સુંદરી, મારા ઉપર ના

હુક ક્રોધિત થા મા. અરે મુગ્ધા, તારા પ્રેમે મને ઘેલો બનાવી દીધો છે તારા નામની માળા મારા મુખે જપ્યો જાઉંછું. માટે રસીલી, તારો પ્રેમ મને સોંપ. રમણી, રસીલી, છબીલી, મારૂ જીવન વૃથા ન કર. મારી મોટી ઉમેદોને બર લાવવા દે. શું તારે લાયક સૌભાગ્યચંદ્ર છે. અને શું હું નથી? મધુર મોહિની તેનો જરા વિચાર કર.

ઇંદુમતિ—અરે નીચ તારી લવારી બંધ કર. એ મહાન્ પુરૂષનું તારી જીભે નામ હોય તેને અપવિત્ર કર નહિ. અરે નીચ તું મારે લાયકજ નથી. શું કાગને કંઠે મોતીની માળા અને મર્કટના હાથમાં અમુલ્ય રત્ન શોભે?

જાલમસિંહ—સુંદરી, શું હું તારે લાયક નથી? અરે એ તું શું બોલે છે? એ મનુષ્ય પ્રાણી છે અને હું પણ તેજ છું.

ઇંદુમતિ—અરે નીચ વધારે બોલી મને પજવ નહિ. અરે નીચ, તું મનુષ્ય નહિ પણ મર્કટ છે. કયાં હું રાજપુત્રી, અને કયાં તું એક નીચ ઠાકરડો? કયાં સુદ્ધ સરોવર, અને કયાં તેની એક છીલર? કયાં મહાન સમુદ્ર અને કયાં એક ખાબોચીયું? કયાં સિંહ અને કયાં સસલું? કયાં અજગર અને કયાં અળશીયું? કયાં હીરો અને કયાં પથ્થર? કયાં અમૃત અને કયાં વિષ? કયાં બરફ અને કયાં અગ્નિ? કયાં કસાઇ અને કયાં બ્રાહ્મણ? કયાં દેવ અને કયાં દાનવ? કયાં શંખ અને કયાં

શીરોમણી? કયાં ગાય અને કયાં તું ગધેડો? કયાં હંસ અને કયાં તું કાગડો? કયાં કનક અને કયાં તું કથિર? કયાં કેશર અને કયાં તું કોલસો? કયાં કમળ અને કયાં કંટક? કયાં ગુલાબ અને કયાં તું અંગાર? કયાં આતષ અને કયાં તું આગીઓ? માટે વિચાર કર કે શું તું મારે લાયક છે.

**જાલમસિંહ**—અરે સુંદરી તમે આ શું બોલો છો? શું હું એક મર્કટ! પાણીની છોળ! હું પથ્થર? હું વિષ? હું દાનવ? હું અગ્નિ? હું શંખ? હું ગધેડો? હું કાગ? હું કસાઇ? હું કોલસો? હું કથીર? અરે સુંદરી તમે આ શું બોલો છો! હું આવો બળવાન કે જેને જોઈ મોટા મોટા પણ થરથરી જાય, તેને આવાં વચન! સુંદરી, આવું ગુમાન રાખવાથી પાછળ પસ્તાવું પડશે, માટે મારૂં કહ્યું માનો.

ગાયન ૧૬.

માનો માનો રસીલી જરા માનને,
પ્યારી નાહક રાખો શું ગુમાનને
બાળા માનને—માનો૦
સ્વીકારો પ્યારી નવ કરો લાચારી,
રોકો રસીલી જરા ધ્યાનને;
સલુણી પ્યારી—માનો૦
અંધ બન્યો છું પ્યારી ઘેલો બન્યો છું,
શાણી સમજો કાંઇ દામને;
સલુણી—માનો૦

ઇંદુમતિ-છાનો છાનો લજાવે શું નાગને,
વૃથા પાછળ ફરે છે શું કામને;
ધીક નામને—છાનો૦
કીચક કચરાણો દુર્યોધન દબાણો,
સંભાર રાવણ રામને,
એજી હાં સંભાર—છાનો૦
નહિ સ્હેલી જાણ, સતી છું નારી,
શું કરવા છે મારે તારા દામને;
એજી હાં—છાનો૦

જાલમસિંહ-આતો કાંઇ માને તેમ નથી. લાવ જરા ડર બતાવી જોઉં. (સંબોધીને) અરે એ હવે પાછી ડહાપણ કરવા માંડે છે કે? જેમ જેમ કહીએ છીએ તેમ તેમ વધારે ચડે છે. બોલ માને છે કે નથી માનતી? (તરવાર ઉગામે છે.)

ઇંદુમતિ-અરે નીચ, મેં તને એકવાર કહ્યું તે છતાં તું માનતો નથી? અરે નીચ શું તું મને તારી સમશેરની બીક બતાવે છે? તારી સમશેર બીકણ બાયલા આગળ કામની છે પણ શુરી ક્ષત્રાણી આગળ તદન નકામી છે. તું સિંહ નહિ પણ શીયાળવો છે.

જાલમસિંહ-કોણ હું શીયાળવો? બોલ માને છે કે નથી માનતી? (તરવાર કાઢે છે.)

ઇંદુમતિ-(ભયભિત થઇ બુમ પાડે છે.) અરે કોઈ બચાવો અબળાની વારે ધાઓ.

સૌભાગ્યચંદ્ર- (આવે છે.) અરે કોણ છે? અબળાને

સતાવનાર જુલમી જુલમગાર સબુર.(તમંચો ફોડે છે.)

જાલમસિંહ—અરે આતો સૌભાગ્યચંદ્ર ? એ વળી અત્યારે કયાંથી આવ્યો ? રંગમાં ભંગ પડાવ્યો. લાવ ભાગી જાઉં નહિતો વળી વાત જાહેર થઇ જશે. ( નાશી જાય છે ) ( ઇંદુમતિ મુર્છાગત પડેલી છે. )

સૌભાગ્ય—( પ્રવેશ કરીને ) ઇંદુમતિને મુર્છાગત પડેલી જોઇને ) અરે, આ રાજયકુમારી દેશતને લીધે બેશુદ્ધ પડેલી છે. પણ લાવ હું જરા તેને સાવધ કરૂં. ( તેની પાસે બેસી રૂમાલથી પવન નાંખે છે. )

ઇંદુમતિ—( બેશુદ્ધમાં ) અરે આમ મને નાહક સતાવ ના.

સૌભાગ્ય—બાળા, સાવધ થાઓ તમારા દુશ્મનને મેં હાંકી કાઢયો છે. ચક્ષુ ઉઘાડી નજર કરશો તો દુશ્મન નહિ પણ હિતેચ્છુંને જોશો.

ઇંદુમતિ—( ઉભી થઇને ) અરે પરોપકારી વિરપુરૂષ, હું આપનો આભાર માનુંછુ. તમે મને ઘણી અણીના વખતે સહાય કરી છે.

સૌભાગ્ય—બાળા મેં એમાં કાંઇ વિશેષ કર્યું નથી. મેં મારી ફરજ બજાવી છે હું આજરાત્રે નગરચર્યા જોવા નીકળ્યો હતો એવામાં તમારો શોકજનક શબ્દ સાંભળી તમારી મદદે દોડી આવ્યોછું. મનુષ્યની ફરજ છે કે એક એકને સહાય કરવી જોઇએ. શું તમે આ બગીચામાં આવી ભયંકર રાત્રીના સમયે એકલાંજ રહોછો ? તમને ખબર નહિ હોય કે આજકાલ બહાર-

વટીઆ લોકોનો ભારે ઉપદ્રવ થઈ રહ્યો છે. અને તેઓ રાત્રીના સમયે ઘણીવાર શહેરમાં આવી રૈયતને નાહક હેરાન કરે છે, તેવા સમયે તમારે એકલાં રહેવું તે ઉચ્ચિત નથી.

ઇંદુમતિ–( સ્વ ) અહ્હાહા ! આ વિરપુરૂષની મોહકાન્તી અને લાવણ્યતા જોઇ હું મોહ ઘેલી થઈ ગઇછું. ( વિચાર કરે છે. )

**સૌભાગ્ય**–(સ્વ)આ બાળા વિચારમાં કેમ પડી ગઈ! તે મારી સામે એકી નજરે જોયાં કેમ કરે છે ! મને તે ચાહતી હોય તેમ લાગે છે. ( પ્રકાશ ) બાળા તમે શા વિચારમાં પડયાં છો ? હું પુછુછું કે તમે અહિંઆં એકલાં છો ? જો તેમ હોયતો હું તમારી સંભાળ રાખવાને માટે આજે અહિંઆજ રહું ?

ઈંદુમતિ–અરે યુવાન પુરૂષ, હું અહિંઆં એકલી નથી. મારી દાસી મ્હારા પીતાના રાજ્યના સેનાધિપતી સૌભાગ્યચંદ્રને બોલાવવા ગઇ છે, તેવામાં આ દુષ્ટે આવી વખતનો લાભ લેઈ મને સતાવવા લાગ્યો, અને જો તમે ના આવ્યા હોતતો તે મને ઉપાડીએ પણ જાત.

**સૌભાગ્ય**–( સ્વ ) આ રાજ્યકુંવરીને મારૂં શું કામ પડયું હશે ! અંધારાને લીધે તે હજુ મને ઓળખી શકી નથી. ( પ્રકાશ ) શું તમારે સૌભાગ્યનું કામ છે? તેમનું તમારે શું કામ પડયું ?

ઇંદુમતિ–મ્હારા સાંભળવા પ્રમાણે સૌભાગ્યચંદ્ર

બહાદુર અને પરોપકારી પુરૂષ છે. તો તે મારા ગુમ થઈ ગયેલા બે ભાઇને કદાચ હું કહુંતો શોધ કરાવે તેટલા માટે મેં મારી દાસીને તેડવા મોકલી છે.

સૌભાગ્ય-( સ્વ ) અરે આ રાજચબાળા કેવી કંગાળ દુખીત હાલતમાં આવી પડી છે. આખરે તેને મારી મદદ માગવાની જરૂર પડી. એની માતાએ મને પુત્ર તરીકે ઉછેર્યો તો મારો ધર્મ તેનું રક્ષણ કરવાનો છે તો લાવ હું પ્રકાશીત થાઉં, ( પ્રકાશ ) બાળા, જો તમારે સૌભાગ્યનું કામ હોયતો તમારી અજાયબીને વચે જોશો કે તમારી સામે ઉભેલો પુરૂષ તે તમારો સૌભાગ્યજ છે.

ઇંદુમતિ-( આશ્ચર્યમાં ) કોણ, સૌભાગ્યચંદ્ર ! હું આજની આભારી થઇછું. ભલા યુવાન પુરૂષ, હું તમને શો બદલો આપું ? હું મારૂ તન અને મન અર્પણ કરૂંતો પણ તમારા ઉપકારનો કિંચીત પણ બદલો વાળવાને અસમર્થ છું. તોપણ એક નજીવી ભેટ આપું તે સ્વિકારશો એવી આશા રાખુંછું.

સૌભાગ્ય-શા માટે નહિ મોટી ખુશીની સાથે લાવો તે ભેટ કયાં છે? તમારા તરફથી મળેલી એક નજીવી ભેટને પણ હું લાખો રૂપિઆની માનીશ.

ઇંદુમતિ-એમ અધિરા થશો નહિ. તે ભેટતો જો. તમે ગણોતો ઘણી અમુલ્ય છે.

સૌભાગ્ય-અરે અમુલ્ય શું એની દુનીઆમાં પણ કિંમત નહિ પછી શું ? લાવો તે સુંદર ભેટ કયાં છે ?

ઇંદુમતિ-( જમણો હાથ લાંબો કરીને ) લાવો ત-

મારો હાથ. (સૌભાગ્યચંદ્ર જમણો હાથ આપે છે.) ભેટના બદલામાં હું તમને મારો જમણો હસ્ત સોંપુછું અને આજથી હું તમારી દાસી થઈ ચુકીછું.

સૌભાગ્ય-( હાથ ઝાલ્યો છે તેથી ચમકીને. )

## ગાયન. ૧૭.

આધા તમે રીયો મુને જાવાદીયો,
છોડો છબીલી મમ હાથને;
ઇંદુ-પ્રિતમ રઢીઆળા ચેતી હું ચાળા,
ભીડો પ્રેમે પીયું બાથને— આધા.
સૌભાગ્ય-( અરે ઉપકારનો બદલો તે આજ )
ઘેલાં શું થાઓ છો, અરે શરમાઓ,
રાખો રાખો કાંઇ લાજને— આધા.
ઇંદુ-વિવેકી પ્યારા સુંદીર શરમાળા,
ચેતી ચંતુર તમ કાજને— આધા.
( પ્રેમી પોપટતો પાંજરાનેજ લાયક.)
ચંદ્રવદન દીસોછો રૂપાળા
કામ કોડીલા કુંવર રઢીઆળા
ચેતી ચતુરતમ ચીતના ચાળા
પ્રીતમજી ગણુશો મુને દારા.

સૌભાગ્ય-( સુંદરી મને જાવા દીયો આખરે પસ્તાવું પડશે.)

ઇંદુ-( પસ્તાવું સ્વામી ભલે પીડાવું,
છોડું નહિં હવે સાથને.

સૌભાગ્ય–(ચમકીને) સબર, સબર, સુંદરી સાહસ ક-રમાં તમે મારી જોડે દંપતીના પ્રેમે બંધાઇ કદી પણ સારૂ ફળ પામનાર નથી. ઉલટા તમારા પીતાજી ગુસ્સે થશે.

ઇન્દુ–ગુસ્સે થાયકે ના થાય. પણ પ્રાણેશ, મેંતો આપને મ્હારા હૃદય હાર, પ્રાણ જીવન ગણ્યા છે. મારા બાપું ભલે મને મારી નાંખે, તોપણ હું મારા વચનથી ભંગ થનાર નથી, આજને આજ આપણે ગાંધર્વ લગ્ન કરીએ અને થોડા વખતમાં આપણે દુર દેશમાં નીકળી જઈએ.

સૌભાગ્ય–શાબાશ સુંદરી તારી હીંમતને ! હવે હું તને મારી પ્રાણ પ્રીયા તરીકે કબુલ કરૂછું. મારો પ્રાણ જતાં પણ તને તજનાર નથી. રસીલી હવે હું રજા લઉંછું અને તમારી સંભાળ લેતો રહીશ.

ઇન્દુ–વાહરે મ્હારા સૌભાગ્ય એટલામાં તમે વિસરી ગયા કે.

## ગાયન ૧૮.

શાણા શાને તલસાવો (૨)
ચાલો રજની રમો મમ સાથરે.— શાણા.
સૌભાગ્ય–તાત જાણે જો બાળા (૨)
તો તો શીર ઉડે સાક્ષાત બાળા.— શીર.
જાવા દીયો પ્રેમથી (ઇ) કરો ન આશાભંગ
ઇન્દુ– રજની રમવા રંગશું, પ્રીતમ સંગ ઉમંગ;
સૌભાગ્ય–વ્હાલી રસીલી વેલી, મુને જાવા દ્યોને.

ઇન્દુ- વાહરે સૌભાગ્ય મારા, ચાળા છાડી દ્યોને;
પ્રેમના ચકડાળે, બાળા ખુબ ચડીરે,
સ્વામી ખુબ ચડીરે—શાણુ.
સૌભાગ્ય-રાય જાણુજો બાળા, (ઇંદુ) ચેતી ચતુરચાળા,
વાહરે રસીલી દારા, ભોળા પ્રીતમ પ્યારા;
સૌભાગ્ય—આવો અલબેલી નાર,
ઇન્દુ- વાહરે ભોળા ભરથાર— શાણુ.

## પ્રવેશ. ૪.

### સ્થળ રાજાનો મેહેલ.

પાત્ર—જાલમસિંહ રાણી કમળાવતિ અને
પાછળથી રાજા.

જાલમસિંહ—બ્હેન જો તું આટલું કામ કરે અને જો યુક્તિ પાર પાડે તો એમાં તારૂં અને મારૂં બન્નેનું હીત સમાયલું છે; કેમકે જો હું રાજા થાઉં તો પછી રાજ્યની માલીકજ તુને? અને તું રાજ્ય ચલાવવામાં હોંશીયાર છે એટલે પછી બધી સત્તા તારા હાથમાં રહેશે. અને જો કુંવરી કોઈ બીજા જોડે વરશે તો તારે જનાનખાનામાં સડવું પડશે. માટે પરાયા કરતાં પોતાનો ભાઈ સારો, પછી તો તારી ધ્યાનમાં આવે તેમ કર.

કમળાવતિ—પ્રીયભાઇ તું કહે છે તે તો ઠીક, એ વાત મારા ધ્યાનમાં ઉતરે છે. પણ કુંવરી ઘણી હઠીલી છે. તે તને કદી પણ સ્વામી તરીકે સ્વીકારશે નહિ; અને બીજુ હું તેની સાવકી મા છું તોપણ તેની મારા

પ્રત્યેની માતૃ પ્રેમની લાગણીથી મને તેના ઉપર ઘણો પ્યાર ઉપજે છે. અને વળી મારા ભરથારના ઉંચા કુળને કલંક લાગે.

જાલમસિંહ–હવે લાગ્યુ કલંક, એ તો ઉપકાર મારો માન કે મેં તને રાજા જોડે પરણાવી, નહિ તો કંઇ છાણાં વીણતી હોત.

કમળાવતિ–ભાઇ તારૂં કહેવું સત્ય છે. હું તારો ઉપકાર માનું છું કે તેં મને પટરાણી બનાવી છે. પણ તું યુક્તિ બતાવે તો રાજાને કહું.

જાલમસિંહ–અરે એવા કીસ્સા તો ઘણાએ કરી નાંખ્યા. જો ! રાજા આવે એટલે ઇંદુમતિના લગ્નની વાત કાઢવી, અને કહેવું કે કોઇ રાજ્યકુમાર કરતાં સુરા રજપુતને પરણાવશો તો દીકરી સુખી થશે. પછી જો રાજા માનશે એટલે એની હઠ ચાલનાર નથી.

કમળાવતિ–ઠીક ભાઇ હવે તું જા. ( જાલમસિંહ જાય છે ) હું રાણી થઇ તો હવે બધા મને પુછવા આવે છે, બસ હવે મારી સુખ સાહ્યબીનો શો પાર !

## ગાયન. ૧૯.

થઇછું હું તો રાણી માનીતી મોટા ભૂપની,<br>
રાજ, કાજ, સુખ છે હાથ, બાજી ખેલુ હવે હોંશથી;<br>
થઇ છું૦

પરણી, પ્રેમી જાળ ભૂપથી ફેલાવી. થઇ છું૦<br>
કુંવરી વરાવું મારા ભાઇને, ખરેખરી કહેવાઉં;

કપટ જાળ પાથરી હું પકડુ, મન મગ્ન હું થાઉં;
ઉડાઇ ઉતરી મોટા ભારે કુંપની. થઈ છું૦
( થોડીવારે છડીદાર છડી પોકારે છે, રાજા આવે છે. )

ભોપાળસિંહ-પ્રિયા આજ તું શા વિચારમાં સુતી છે ?

ગાયન. ૨૦.

પ્રેમી પ્રિયા કહો શી છે સ્થીતિ,
ચંદ્ર સમુ છે વદન લલીતા;
રઢીયાળી તુજકાન્તિ—પ્રેમી૦
કેશરી કટી આ નિરખું વનિતા,
અહો રતિ સમ સોભતિ—પ્રેમી૦
ભ્રમર સમો હું ફરતો ફરૂં છું,
કેમ પ્રિયા નથી બોલતી—પ્રેમી૦
ઉરમાં તારા સુંદર સરીતા,
દેખુ ખરે કંઇ ભ્રાન્તિ—પ્રેમી૦

કમળાવતિ-પ્રાણેશ આ કીંકરી આપની રાહ જોતીજ ઉભી છે. આજ મારે આપને અગત્યની વાત કહેવી છે.

ભોપાળસિંહ-પ્રિયા, એતો જાણોછોને, રાજ્યનાં કામકાજ છે. બોલો શું અગત્યની વાત છે.

કમળાવતિ-હવે આપણે ઇંદુમતિના લગ્ન વિષે વિચાર કરવો જોઇએ. એ હવે ઉમ્મર લાયક થઇ છે. એ બિચારીને મા નથી તેથી આવું થાય છે; પણ મારે મારો ધર્મ ભુલવો ન જોઇએ.

ભોપાળસિંહ—શાબાશ પ્રિયા ! તારો કુંવરી પ્રત્યેનો આવો પ્રેમ જોઇ મને ઘણી ખુશી ઉત્પન્ન થાય છે; અને મને પણ એજ વિચાર થાય છે. કોઇ સારા રાજ્યકુમાર જોડે પરણાવીશું કેમ ?

કમળાવતિ—પ્રાણેશ, મારૂં કહેવું જો માનો તો રાજ્યકુમાર કરતાં કોઈ શુરવીર પુરૂષને પરણાવીએ તો છોકરી સુખી થાય. રાજ્યકુમારોને ત્યાં કન્યાઓની ખોટ હોતી નથી અને નાનપણથી તેઓ વ્યસની અને દુરાચારવાળા હોય છે. તેથી અંતે તે બીચારી બાળા દુઃખી થાય અને ઢોરની પેઠે રખડે.

ભોપાળસિંહ—પ્રિયા તારૂં કહેવું સત્ય છે. પણ એવો શુરવીર સરદાર આપણા રાજ્યમાં કીયો છે, મને તો સૌભાગ્યચંદ્ર ઠીક લાગે છે; અને એ બેની જોડી પણ ઠીક થાય. વળી એ શુરવીર, વિચારવંત, અને ડાહ્યો છે.

કમળાવતિ—(સ્વ) આતો આડુ વેતરાયું, રાજા સૌભાગ્યચંદ્રને પ્રાણથી અધીક ચાહે છે. ( પ્રકાશ ) જો, આપને ખોટું ન લાગે તો કહું.

ભોપાળસિંહ—પ્રિયા, ભલે ઘણી ખુશીથી કહો.

કમળાવતિ—પ્રાણેશ, સૌભાગ્યચંદ્ર કરતાં મારો ભાઇ જાલમસિંહ ખોટો છે ?

ભોપાળસિંહ—(ગુસ્સે થઇને)રાણી,તમે શું કહોછો; તમારો ભાઈ તે એક કોળી તેની સાથે શું હું મારી પુત્રી પરણાવીશ, એતો ઘણું અઘટીત થાય. આજથી

તમે એવી વાત કાઢશો નહિ. મારી-નજરમાં આવશે તેમ કરીશ. હવે હું રજા લઉંછું.

કમળાવતિ–વાહ પ્રાણેશ, આપને ખોટું લાગ્યું, મને માફ કરો. તમારી નજરમાં આવે તેમ કરજો.

(ભોપાળસિંહ જાય છે.)

## પ્રવેશ ૫.

### સ્થળ રસ્તો.

પાત્ર—જાલમસિંહ. કેદારસિંહ અને પાછળથી વૈદરાજ.

જાલમસિંહ— ગાયન ૨૧.

અપમાન અપમાન મારૂં કેમરે સહેવાય;
સિંહ શિકાર શું એ શ્વાન ખેંચી જાય.—અપમાન૦
ચિત્ત ચિરાય ભડકે બળે આ કાય;
મિત્ર મટી થયો અરી હવે હાય.— અપમાન૦
સૌભાગ્યની પાડુ કાય, જમપુરી ઝોળીતો જાય;
ગોળી બાર ત્યારે ખરોતો કહેવાય.— અપમાન૦
રંગમાં ભંગ પાડયો, અરીએ મુને થકાવ્યો;
સુંદરી પડાવી જાય હાથથી શું હાય.— અપમાન૦

(ગુસ્સામાં) બસ, રોમે રોમ ક્રોધાગ્નિ પ્રાપ્ત થયો છે. હૃદયનો જવાળાગ્નિ ફાટી ગયો છે. અંધકારનો પડદો ઉડી ગયો છે. સૌભાગ્ય, સૌભાગ્ય, તું મારા કામમાં આડે આવી મારો કટ્ટો શત્રુ થઇ પડયો છે; પણ બચ્ચા યાદ રાખજે કે આ જાલમસિંહના સપાટામાં-

થી હવે તું બચનાર નથી. અરે નીચ, તને કાપી નાંખી મારા બળતા અગ્નિને શાંત કરીશ; અને તારી પ્રિય સતિ ઇન્દુમતિને મારા મહેલમાં રાણી તરીકે રાખીશ ત્યાં સુધી મારૂ વેર હું પુરૂ થએલું માનીશ નહિ. (દાંત કચકચાવે છે.)

કેદારસિંહ–બાપુ, નાહક શામાટે ગુસ્સે થાઓછો. સૌભાગ્ય જેટલા નાના બાળકને મારવામાં શી વાર લાગવાની છે! કદાચિત્ સુરો છે, બહાદુર છે પણ તે એકલો શું કરી શકનાર છે. તેનો કંઇ વિચાર કર્યો?

જાલમસિંહ–કેવો ગધેડો, કેવો મુર્ખ, તું એને એકલો સમજ્યું! એ ધારવામાં તારી મોટી ભૂલછે. ધારકે સૌભાગ્યચંદ્રને આપણે એકલો ધારીએ અને એના મિત્ર પ્રતાપને તથા નવીનને વિસારીએ એતો મોટી ભૂલ ગણાય. અને ન કરે નારાયણ અને આપણો પ્રપંચ ખુલ્લો પડેતો ગામમાં રહેવું ભારે થઈ પડે. તેનો તો કંઇ વિચાર કર્યો કે નથી કર્યો? પણ મેં તને વૈદ્યરાજને બોલાવી લાવવાને કહ્યું હતું તે બોલાવી લાવ્યો કે નહિ.

કેદારસિંહ–સાહેબ, હું તેમને કહી આવ્યો છું. અને તે હમણાંજ આવતા હશે. (પડદા સામુ જોઇને) હ્યો સાહેબ, એ સામેથી વૈદ્યરાજ આવે. સંભારતાં વારજ આવ્યાને! આયુષ્ય તો બહુ લાંબુ લાગે છે.

વૈદ્યરાજ–(સલામ કરીને) કેમ ઠાકોર, મારૂં આયને એવું અગત્યનું શું કામ પડયું છે? મારા સરખુ

જે કામ હોય તે ફરમાવશો.

જાલમસિંહ-વૈદ્યરાજ, કામ તો બહુ અગત્યનું છે ને કર્યા વગર છુટકો નથી. અને જો એ કામ કરી આપશો તો મોં માગ્યુ મુલ મળશે.

વૈદ્યરાજ- ઠાકોર, આપની કૃપા છે એટલુંજ બસ છે, પ્રભુ કૃપાએ પૈસો તો પુષ્કળ છે. પણ એવું શું કામ છે ?

જાલમસિંહ-વૈદ્યરાજ, આપનું કામ તો એટલુંજ છે કે મને હલાહલ વિષથી ભરપુર એક બુટ્ટી બનાવી આપો કે જે પીધાથી મનુષ્ય અથવા પ્રાણી તરતજ સ્વધામ પહોંચી જાય.

વૈદ્યરાજ--(સ્વ) આ નીચ નીમકહરામ, રાજ્યમાં ભારે કાવતરૂં રચતો જણાય છે. અને તેમાં કોઈ નિરાધાર તે પાપીના પંજામાં પડી પોતાના જીવને જોખમમાં નાંખશે. મને ખાતરી છે કે તે કોઇના જાનની ખુવારી કરશે. માટે મારે તેને એવી બુટ્ટી ના આપવી જોઇએ કે જેથી માણસ મરી જાય, પણ એવી બુટ્ટી આપવી કે જેથી ચોવીસ કલાક સુધી કોઇ પણ મનુષ્ય ચૈતન્ય વગર બેશુદ્ધ મુડદા સમાન પડયો રહે. આ બુટ્ટી આપવાથી અનર્થ તો ભારેજ થશે. પણ હાલ લાચાર છું. જો એની માગણી ના કબુલ કરૂં તો તે મારી પણ ખુવારી કરે એમ છે. કારણ કે હાલતો રાજ્યમાં કરતો કારવતો એ છે. માટે હાલતો હાજપાડવી.

જાલમસિંહ-કેમ વૈદ્યરાજ શા વિચારમાં પડયા !

વૈદ્યરાજ–એમાં વિચાર શો કરવાને છે. આપના કામમાં ના પડાય. તમારે તે બુટ્ટી જોઇતી હોય તો તમારા માણુસને મોકલો હું તેને ઘેરથી આપીશ.

જાલમસિંહુ–અરે કેદારસિંહ, જા તું એમને ઘેર જઇને લઇ આવ, પછી આપણે ત્યાં આવજે ?

કેદારસિંહુ–સારૂં સાહેબ. (વૈદ્યરાજ અને કેદારસિંહુ સલામ કરીને જાય છે ત્યાર બાદ.

જાલમસિંહુ–બસ હવે આપણું કામ થઈ ગયું સમજવું. વચમાં નડતો કાંટો દુર થશે. આ બુટ્ટી હું પ્રતાપને આપીશ; અને કહીશ કે દરેક જાતના વ્યાધિ ઉપર આ અકસીર ઈલાજ છે. વળી તે આપણુને મિત્ર જેવો ગણે છે. તેથી ગોળી લેશે અને તે ખાતાંજ તેનું કાસળ નીકળી જશે. અને આપણું નામ પણ નહિ આવે. ગોળથી મરે તેને વિષથી શું કરવા મારવો ? પ્રતાપ દુર થયો એટલે પછી નવીનચંદ્રને અને સૌભાગ્યચંદ્રને જોઈ લેવાશે. ચાલ હાલતો ઘર તરફ જાઉં.

## પ્રવેશ ૬.

સ્થળ—સૌભાગ્યચંદ્રનો મહેલ.

પાત્ર. સૌભાગ્યચંદ્ર, નવીનચંદ્ર, પ્રતાપ અને પાછળથી યોગીનીના વેષમાં ઈંદુમતિ.

સૌભાગ્યચંદ્ર ઈંદુમતિ ન મળવાથી થએલા માંદગી સૌભાગ્ય કોચ ઉપર પ્રેમ વિરહથી પીડાઇને સુસ્ત પડયો રહ્યો છે. તેની આજુબાજુ નવીનચંદ્ર અને પ્રતાપ ખુરશી ઉપર બેઠેલા છે.)

પ્રતાપ–ભાઇ નવીનચંદ્ર (નવીનચંદ્ર સાંભળવાને મોઢું ઉંચું કરે છે) મને તો આ સૌભાગ્યચંદ્રની માંદગી ઘણી ભયંકર લાગે છે. તેના દીલમાં કંઈ પણ ફીકર પેઠી હોય એમ જણાય છે તેનામાં આવો એકદમ ફેરફાર જોઇ મને ઘણું આશ્ચર્ય થાય છે ?

નવીનચંદ્ર–મિત્ર, તમારૂં કહેવું સત્ય છે મને પણ તેમના શરીરમાં ફેર પડેલો લાગે છે. (સૌભાગ્યના ચહેરા તરફ જોઈ) અરે આ એમનું મધુર મુખ કેવું ફીકુ પડી ગયું છે ? ચિંતાથી તેમનું શરીર કેવું સુસ્ત થઇ ગયું છે મુખપર પરસેવાના બિંદુ આવી રહ્યાં છે. તેમની પ્રફુલીત મુખાકૃતિ ગમગીનથી છવાઈ રહી છે. ખરેખર ! આનંદ તથા સુખના શીખર ઉપર ઉગેલો પુર્ણીમાનો ચંદ્ર ધીમે ધીમે ગળવા માંડયો છે. તેને પ્રફુલીત જોવાની મને ઘણી ઇચ્છા થાય છે.

પ્રતાપ–મિત્ર ખરેખર ? તારૂં કહેવું સત્ય છે. હાલ બેચાર દિવસ થયાં તેને ઘણો ઉદાશીનથી ગમગીન દેખું છુ તેનું કારણ પુંછતાં જવાબ પણ પુરો મળતો નથી. બહુ જક કરૂં છું તો જવાબમાં માત્ર મને શોકના નિશ્વાસ તથા દુઃખના ઉદ્ગારજ મળે છે.

નવીનચંદ્ર–(સૌભાગ્યચંદ્ર તરફ આંગળી બતાવીને આશ્ચર્યથી) મિત્ર જો જો અત્યારે એનું કમળ સરખું મુખ કેવું પ્રફુલીત થઇ રહ્યું છે. આહાહા ? તેનું આનંદમય મુખ ખુશી ઉત્પન્ન થવાથી કેવું મંદ મંદ સ્મિત હાસ્યથી શોભી રહ્યું છે. તેના મનમાં શા વિચાર થતા

હશે (પ્રતાપ તેને ચુપ રહેવાની નીશાની કરીને.)

પ્રતાપ–મિત્ર તું જરા ધીરેથી બોલ હાલમાં એ કંઈ બોલતા હોય એમ જણાય છે (બે જણા શાન્ત રહે છે, સૌભાગ્યચંદ્ર સુતો હોય છે તેને સ્વપ્નામાં ઇંદુમતિ આવી હોય તેમ જણાય છે. જ્યારથી બોલાવવા છતાં નહિ બોલતાં માત્ર એકી ટશે ઉભી જોતી રહી હોય એમ જણાય છે)

સૌભાગ્ય–(સ્વપ્નામાં) કોણ, મારી પ્રેમાળ મુર્તિ મધુર મોહિની ઇંદુમતિ? વહાલી આવ, મને એક આલીંગન આપી હૃદય સાથે પ્રેમી હૃદયને મેળવી, અધરામૃતનું પાન કરાવી, વીરહથી ઉભરાઇ જતા પ્રેમને શાન્ત કર. (થોડીવારે) મારા મધુર ગુલાબ, ચતુર ચપળા દુર કેમ ઉભી રહીછું! આવ વહાલી પાસે આવ કેમ આવતી નથી.શું દુરજ ઉભી રહેશો! પ્રેમી કમળા પહેલા વાસમાં ભ્રમરને પુરેપુરો બાંધી જાદુજાળથી પકડી પછી બીડાઈ જવું એતો સારૂં. આવ પ્રીયા મારી વહાલી પ્રીયા આવ. મને ભેટ. (તેને ભેટવા ઉભો થાય છે. પ્રતાપ તેનો હાથ પકડી રાખે છે).

પ્રતાપ–અરે સૌભાગ્યચંદ્ર, આમ ઘેલાં શું કાઢોછો આમ બેભાન માણસની માફક શું બકયાં કરે છે જરા વિચાર કરો, વિચાર કરો. જાગૃત થઇને જુવોતો ખરા કે અહીં તમારી પ્રીયા તો કાંઈ નથી. નાહક શું બકયા કરો છો. (સૌભાગ્ય સ્વપ્નામાં ઇંદુમતિ જતી રહી છે અને અફસોસ તથા આશ્ચર્યની સાથે બોલે છે.)

સૌભાગ્ય–હાય શું જતી રહી ખરેખર ગઇ, ખરે ગઇજ ખરે ભુખ્યા ભિક્ષુકની આગળ ભોજન ધરી ખેં-ચી લીધુ તૃષાથી પીડીત રહેલા પ્રેમીને પ્રેમનુ પાણી બતાવી પ્યાલી ખેંચી લીધી. અરે પહેલા પ્રેમ બતાવી પછી જાળમાં પુરેપુરો ફસાવી પ્રેમીપંખીને પડતો મુકી મધુર મોહીની શું નિષ્ઠુર બની ચાલી ગઇ હાય પ્રીયા તારો વિયોગ કેમ સહેવાસે ( એમ કરી કોચ ઉપર સુઇ જાય. )

નવીનચંદ્ર–અરે ભાઈ આ શું બોલો છો તમારી પાસે કોણુ બેઠા છે તેતો જુઓ !

સૌભાગ્યચંદ્ર–( જોઇને શરમાય છે ) કોણુ નવીન તથા પ્રતાપ ! ભલા મિત્રો હું નિંદ્રાવસ થયો હતો તેથી મારા તરફથી તમને કંઇ પણુ અપમાન લાગ્યું હોય તો તેને માટે હું આપની માફી માગું છું, તમે કયારના આવ્યા છો ?

પ્રતાપ–( મશ્કરીમાં નવીનચંદ્ર તરફ જોઇને ) શી ચાલાકી, નવીનચંદ્ર જોયું કે કેવી વાત ઉડાવી નાંખે છે. ( બંન્ને જણા હસે છે ) ઓહોહો ! ભાઈ તમને તે હમારી શાની ગરજ હોય, ગમે તેટલા પણુ હમે ત-મારા હાથ તળેના નોકર, નોકર તેતો નોકરજ તે કંઈ તમારા હૃદયમાં વસેલી પ્રેમી પ્રીયાના જેવા તે કયાંથી હોય.

સૌભાગ્યચંદ્ર–( સ્વગત ) ખરેખર મારી તો પુરી મશ્કરી થઇ ! પ્રતાપે તથા નવીને આ વાત સાંભળી

હોય એમ જણાય છે. લાવ વાતને ઉડાવી નાંખુ. ( તે- મના તરફ જોઇને ) ચાલો મિત્ર આપણે આજે કયાં ફરવા જવું છે ?

નવીનચંદ્ર—મારા મહેરબાન એ વાત ઉડાવવાથી કંઈ પણ બનનાર નથી, જયાં સુધી તમે તમારૂં દીલ ખોલી હમણાં જે બકતા હતા તેનો ભર્મ ભાગશો નહિ ત્યાં સુધી એક પગલું પણ આગળ ભરનાર નથી.

સૌભાગ્ય—( સ્વગત ) હાલ વાતને ઉડાવાય તેમ નથી, વળી આ જક લેઇને બેઠો છે તે મને છોડનાર નથી, માટે વાતતો કહેવી પડશે. હવે શું કરવું. ( વિ- ચાર કરે છે )

પ્રતાપ—કેમ મિત્ર સુસ્ત થઇ બેઠા. કેમ વાત ક- હેવી છે કે નથી કહેવી ? જો છુપી હોયતો અમારે સાં- ભળવાની બીલકુલ જરૂર નથી. વાગતું વાગતું ઘણુંએ તોરણે આવશે ત્યારે જણાશે ( જવાં માંડે છે )

સૌભાગ્ય—( તેમને રોકી રાખીને ) અરે સગુર ભલા મિત્રો મારા ઉપર નિષ્ઠુર થતા નહિ. તમારાથી મારે શું છુપુ તથા છાનું રાખવાનું છે. પણ મને કહેતાં શર્મ આવે છે. લ્યાં સાંભળો, નવીનચંદ્ર જે દહાડે રાત્રે હું તમને મળ્યો હતો તે યાદ છેની ? તમારાથી છુટા પડયા પછી મેં કુવરીના બગીચામાં કોઇનો દુખી પો- કાર સાંભળીને હું ત્યાં ગયો અને જોઉં છું તો કોઇ દુષ્ટ માણસ કુંવરી ઇંદુમતિને ઉપાડી જતો હતો અને તે બેભાન અવસ્થામાં હતી મેં મારો તમચો ફોડયો

પણ તેને ન વાગતાં તે માત્ર ઘાયલ થઈ નાશી ગયો.

પ્રતાપ–તે દુષ્ટ માણુસ કોણુ હતો ?

સૌભાગ્યચંદ્ર–બીજો તો કોણુ હોય ? પ્રપંચમાં પુરો રમનાર તે કપટબાજ લુણુહરામી પુરૂષ રાજ્ય-મામો જાલમસિંહ હતો. કુંવરીએ જાગૃત થઇ મને જોયો અને ત્યારથીજ તે મારી સાથે પ્યારમાં પડીછે.

નવીનચંદ્ર–ભલા માણુસ તમારી ચિંતા ખરેખર મનને જોકાવે એમ છે ધારો કે કદાચ કુંવરી ઇંદુમતિ તમને પરણુવાને ખુશી હોય પણુ રાણાજી તમારી મા-ગણી સ્વીકારે તે બનવું અશકય છે.

સૌભાગ્યચંદ્ર–ભાઇ તેજ વાતની મને મોટી ફીકર થાય છે ( પછી મસલત કરે છે. )

પ્રતાપ–ભાઈ તમારે ફીકર ના રાખવી. અમે હવે-થી એની પેરવીમાં રહીશું ( હવે અમે રજા લેઇએ છીએ. )

(ઇંદુમતિ યોગીનીના વેષે સૌભાગ્યનો પ્રેમ તપા-સવા આવે છે તે ધીમે ધીમેથી બોલે છે.)

( સૌભાગ્ય સાંભળે છે.)

## ગાયન ૨૨.

પગલે પગલે પાંદડે, પ્રેમ તણો છે પંથ;
સંત પંથ બતાવશે, વાંચે મળેના ગ્રંથ.
દેખુ ન દેદાર પ્રેમીના, અખીલ અહા સૃષ્ટીમાંહી,
નજરે આવે નહિ ખરે કોઈ પ્રેમી કાંઈ.

સોભાગ્યચંદ્ર—( આ કોઇ સંસારથી કંટાળી ગયેલી આર્યા લાગેછે તેમના બોલવામાં ગુહ્ય અર્થ સમજાય છે, માટે લાવ જઇને પુછું. (પાસે જઇને) આર્યા નમન કરૂંછુ.

ઇંદુમતિ—( યોગીની રૂપે ) ( હાથ ઊંચો કરીને આશીરવાદ આપે છે ) વીર તારૂં કલ્યાણ થાઓ.

સોભાગ્યચંદ્ર—આપને હું કંઇ પુછવાની રજા લેઊંછું, કે તમે આ સંસારમાં અનેક જાતના વૈભવ છોડી યુવાવસ્થામાંથીજ સંસારથી કંટાળી જઈ વૈરાગવસ્થા ગ્રહણ કરી છે. આર્યા મારા ધારવા પ્રમાણે તો તમારે સંસારથી મુક્ત થવા જેટલી ઉમર નથી. તેમ છતાં તમે શા માટે વૈરાગવસ્થા ધારણ કરી છે?

યોગીની ઉર્ફે ઇંદુમતિ—વિર પુરૂષ, અન્ય માણુસના મનની ઈચ્છાઓ જાણવાની જીજ્ઞાસા રાખોછો?

સોભાગ્યચંદ્ર—ભાવિની કુદરતના નિયમ પ્રમાણે.

યોગીની—ત્યારે શું દુનિયામાં કોઇ પણ પ્રેમ નથી ?

સોભાગ્યચંદ્ર—અલબત શા માટે નહિ. સ્રષ્ટીમાં ઘણાએ પ્રેમી પુરૂષ હશે.

યોગીની—ના, ના, તમારા કહેવામાં કંઇ પણ સત્ય ભાસતું નથી. તમારો કહેવાનો ભાવાર્થ હું સમજી ગઈ છું. તમે એક સ્રીને ચહાઓછો માટે આવો જવાબ આપોછો, કેમ ?

સોભાગ્યચંદ્ર—( સ્વગત ) આ યોગીની તો કાંઈ

ચમત્કારી હોય એમ જણાય છે, નહિ તો મારા કૃત્ય-ની છુપી વાત એમના જાણવામાં ક્યાંથી આવે ? (પ્રકાશ) ખરેખર, તમારૂં કહેવું સત્ય છે. હું એક સ્ત્રીને મારા ખરા અંતઃકરણથી ચાહુંછું. તેમ છતાં હું પ્રેમી ન કહેવાવું, તો તમે કેવો પ્રેમ ઇચ્છોછો. દુનિયામાં હજારો જાતના પ્રાણીઓમાં અન્યોઅન્ય પ્રેમ રહેલો છે. પિતા અને માતાનો વત્સલ્ય પ્રેમ ભ્રાતૃઓનો અન્ય પ્રેમ, પિતા પુત્રનો, ભરથાર ભામીનીનો, ગુરૂ શિષ્યનો, અને એવા અનેક જાતના પ્રેમથી દુનિયાને હુંતો ભરપુર જોઉંછું.

યોગીની—ભલે તમે જોતા હો, પણ હુંતો જોતી નથી. વળી તમારી બાબતમાં હું તમને થોડા સવાલ પુછુછું, તેનો તમારા ખરા અંતઃકરણ પુર્વક સાચો જવાબ આપશો ?

સૌભાગ્યચંદ્ર—આર્યા, શા માટે નહિ. મોટી ખુશીની સાથે. તમારે મને સવાલ કરવા હોય તો બેલાશક ખુશીની સાથે કરો. હું તમને મારા ખરા અંતઃકરણ પુર્વક સાચા જવાબ આપીશ.

યોગીની—મને તમારા બોલવા ઉપર વિશ્વાસ આવેછે માટે કહુંછું:—આ સૃષ્ટીમાં એવી કંઈ સ્વરૂપવાન તથા સુંદર સ્ત્રી છે, કે જેને તમારૂં મન હરણ કર્યું છે.

સૌભાગ્યચંદ્ર—આર્યા ! મન તો શું હરણ કર્યું છે; પણ તેના અલૌકિક ગુણો, મોહક કાન્તિ, લાવણ્યતા,

ચાતુર્યતા એ તો મને તેનો ગુલામ બનાવી દીધો છે. તે મદિરાક્ષી મોહીનીને મારા ખરા અંતઃકરણ પુર્વક ચાહુંછું. તે બાળા રાજ્યકુમારી ઈંદુમતિજ છે.

યોગીની—( સ્વગત ) પ્રાણેશના આ શબ્દો સાંભળી મારૂં અંતઃકરણ આનંદમાં છલકાઇ જાય છે. હવે પ્રકાશમાં પડી લાવ મારા પ્રીય પ્રીતમને ભેટુ. ( વિચાર કરીને ) પણ ( મનને ) ના, મન જરા સબુર કરો હજુ પુર્ણ રીતે પ્રેમ તપાસવો ( પ્રકાશ ) આર્ય, તમે તે સ્ત્રીને ધારો કે ખરા અંતઃકરણથી ચાહોછો, પણ તે કદાચ તમારી માગણી ના કબુલ કરશે તો પછી તમારો પ્રેમ બીજીને સોંપસો.

સૌભાગ્યચંદ્ર—અરે, કદી નહિ, મારા પ્રાણને પણ હું એકને સોંપેલો પ્યાર બીજીને સોંપીશ નહિ, પણ મને ખાતરી છે કે તે મારા પ્રત્યે એવી નિષ્ઠુર બને તે વાત બનવી અશક્ય છે.

યોગીની—તેતો હું પણ કહુંછું કે તે તમને ચાહે છે, પણ ધારો કે તેમ કરે તો શું કરો ?

સૌભાગ્યચંદ્ર—તો પછી આ દુનીયામાં જીવવું વ્યર્થ છે. કુંદન જેવું જીવન વૃક્ષ નિર્દયતાના કુવાડાથી કપાઇ જાય, સંસાર ધૂપ સમાન થાય, ખટરસ ભોજન અકારત થાય, મહેલને મંદિર સ્મસાન સમાન ભાસે, પણ ના, તે એવું કરે નહિ.

યોગીની—( સ્વગત ) ખરેખર, પ્રાણેશનો પ્રેમ પુરો તપાસ્યો છે. પ્રેમની પરિક્ષામાં પ્રાણનાથ પાર

પડયા છે, માટે હવે વિલંબ કરવામાં સાર નથી. (પ્રકાશ) જો તમને આના પ્યાર વિષે એટલી બધી ખાતરી છે તો તમે તેને કેટલા દિવસ ઉપર મળ્યા હતા તેની કંઈ ખબર છે કે ?

સૌભાગ્યચંદ્ર—(નીચું જોઈને) આર્યા મારી પ્રિયાને મળે મને પંદરએક દિવસ થયા છે. મન મળવાને ઘણું તલપી રહ્યું છે, પણ મલવું મુશ્કેલ છે, વિયોગથી હૃદય ચીરાય છે જો તેને મલવા જાઊં તો પકડાઈ જાઉં, અને તેથી મારા શરીરની જોખમદારી મારે વેઠવી પડે તેમ છે.

યોગીની—(તીરસ્કારથી) જોયો જોયો તમારો પ્યાર ? લાંબા લાંબાં ભાષણથી મારા મનને અજાયબ રીતે અસર કરી, પણ યોગતો પાસેજ છે. જે સ્રીને તમે આટલી બધી ચાહોછો તેને પંદર દિવસ થયા કહોછો કે મળ્યો નથી. કેવી અજાયબી ! પ્રેમી પુરૂષને તો પંદર દિવસ પંદર ભવ સમાન લાગેછે. ને વળી તમે પ્રેમ કરતાં તમારા પ્રાણને વધારે ચાહોછો ?

સૌભાગ્યચંદ્ર—મને મારા જીવ કરતાં તે મનમોહનીનો પ્યાર વધારે વહાલો લાગેછે, પણ તેને કેવી રીતે મળાય, એવી કંઇ યુક્તિ !

યોગીની—એમાં વળી યુક્તિ શી “મન હોય તો માળવે જવાય” તેમ ખરો પ્રેમ હોય તો અહીંઆંજ મળાય.

સૌભાગ્યચંદ્ર—અહિં તે કેવી રીતે ?

યોગીની—કેમ નહિ, તમારી પ્રિયા ભમારી પાસેજ છે.

સૌભાગ્યચંદ્ર—ના હુંતો કંઇ ના દેખુ.

યોગીની—તમારી પાસે નહિ તો તમારા હૃદયમાંછે.

સૌભાગ્યચંદ્ર—મારા હૃદયમાં વળી શું છે ?

યોગીની—શું તે વળી પ્રેમ !

સૌભાગ્યચંદ્ર—( આશ્ચર્યમાં ) અહોહો ? તમે વળી કોઇના પ્યારમાં પડેલાં જણાઓછો ?

યોગીની—હા, હું એક પુરૂષને ચાહુંછું.

સૌભાગ્યચંદ્ર—ત્યારે તમે આવો વેશ ધારણ કર્યો છે તેનું કારણ ?

યોગીની—કારણ વળી શું, પ્રેમીને પ્રેમપાત્ર ના લાગ્યો તેથી.

સૌભાગ્યચંદ્ર—એવો તે કયો નિર્દય પુરૂષ છે કે આવા મધુર ગુલાબને રસ્તામાં રઝળાવી ધુળમાં રગદોળી તેનો તિરસ્કાર કરે. ખરેખર, હીરાને કાચ જાણ્યો છે, રત્નની પરિક્ષા કરવામાં પ્રેમી ઝવેરીએ ભારે ભૂલ ખાધી છે (યોગીની તરફ) પણ તે પુરૂષની ઉમ્મર કેટલી છે ?

યોગીની—ઉમ્મર તો તમારા જેટલીજ છે, અને તમારા જેવાજ ચહેરાવાળો અને ખુબસુરત યુવાન છે. ભૂલવણી ભુલાઈ તો તમનેજ એ આધારે કદાચ હું પણ એવાજ ધારૂં.

સૌભાગ્યચંદ્ર—( આશ્ચર્યમાં ) એતો ઘણુંજ આ-

શ્ચર્ય ! પણ મારા અને એના સ્વભાવમાં ફેર હશે.

યોગીની—બિલકુલ નહિ. ફેર હોય તો તમે તમારી મનહરણીને મળવા ન જાએ.

સૌભાગ્યચંદ—પણ મારી અડચણો તો મેં તમારા આગળ નિવેદન કરી છે.

યોગીની—પણ હું કહુંછું કે તમે જેને ચાહો છો તે સ્રી તમારી પાસેજ ઉભી છે, અને તમારા આગળજઃ—તેમ છતાં તમે કેમ દરકાર કરતા નથી ?

સૌભાગ્યચંદ્—( આશ્ચર્યમાં ) એ કેમ માની શકાય એ તો કેવળ ઝાંઝવાના નીર જેવું છે. હુંતો મારી આગળ તમનેજ દેખું.

યોગીની—ત્યારે તમે ભુલતા હશો. જરા નજર કરીને જુઓ તો ખરા, આ સામે કોણ ઉભુછે. આટલી બધી જેની સાથે વાત કરી તોપણ જુઠું બોલો છો.

સૌભાગ્યચંદ્—હું સાચું કહુંછું કે મેં મારી દીલદાર સાથે બીલકુલ વાત કરી નથી.

યોગીની—અરે વાહ ? હજી જુઠું. પ્રત્યક્ષ હું આ આપણી સાથે ઉભીછું તેને તો નીહાળો કે પ્રાણેશ હું તો યોગીની કે ઇંદુમતિ.

સૌભાગ્યચંદ્—કોણ મારી વહાલી ઈંદુમતિ ( તેને ભેટે છે ) અરે, તેંતો મને ભારે ભૂલાવામાં નાંખ્યો વાહરે ભલી ચાલાકીઃ—પ્રેમી મધુર મુગ્ધા, શો તારો મારા ઉપર પ્યાર કે અબળા થઈ રાત્રીના સમયે મને મળવા માટે આવીછું. ખરેખર, ભારે સાહસ ઉઠાવ્યું.

ખરેખર; અજાયબી ભરેલું સાહસ !

**ઇંદુમતિ**—મારા પ્રાણાધાર મનહર, આપણી તરફ આવતાં મને બીલકુલ ભય લ:ગતો નથી. પ્રાણેશ પ્રેમની ખુબી ન્યારીજ છે. પ્રેમ મનુષ્યને આંધળો કરી તેની મરજીમાં આવે ત્યાં દોરી લેઇ જાય છે. વળી પ્રાણેશ તમે વિચાર કરશો કે જયારે નળરાજાએ દમયંતીને ભરજંગલમાં મુકી ચાલ્યા ગયા તેમ છતાં સતી દમયંતીનો નળ રાજા પ્રત્યે કેવો પ્રેમ હતો તેનો વિચાર કરો. વળી સતી તારામતિ અસંખ્ય દુ:ખો સહન કરી હરિશ્ચંદ્રના દુ:ખમાં ભાગીયેણ થઇ હતી તે શું ! તેનો વિચાર કરો ! તેમજ પ્રેમ હતો. પ્રેમ શીવાય બીજુ કશું નહોતું. તો મારા પ્રાણાધાર આપની પાસે આવતાં મને ભય શો ? કારણ કે મારો પણ આપણા પ્રત્યે નિર્મળ પ્રેમ છે.

**સૌભાગ્યચંદ્ર**—મારી મનહરંણી સાહસીક સૌભાગીબાળા ખરેખર, તને ધન્ય ઘટે છે.

### ગાયન ૨૩.

વાહ વાહ પ્રેમીલી મમબાળા,
જોયું જોયું સાહસ તમમાં દારા—વાહવાહ.

**ઇંદુમતિ**—ભિક્ષુક ભુવનમાં પ્રેમ ભટકતોરે....રે રે
**સૌભાગ્યચંદ્ર**-પ્રેમી પ્રેમની માળા મુખે જપતો
.... ....રે રે
**ઇંદુમતિ**—વાહરે વિલક્ષણુ મતિ વિચારૂં શું...હું રે

સૌભાગ્યચંદ્ર—અળળા અદ્ભુતગતિ હું ધારૂં....રેરે (ઇંદુમતિ—વાહલા વખાણથી શરમાવશો નહિ)

ઇંદુમતિ—ચેતી ચેતી ચતુર ચીત્તના ચાળા—

વાહવાહ.

સૌભાગ્યચંદ્ર—(ભાષણ ચાલુ) વારીથી મીન, મોહીનીથી ચંદ્ર, કમળથી ભ્રમર, અળગા રહે તો ઇંદુમતિથી સૌભાગ્ય અળગો રહે. પણ પ્રિયા આપણે ગફલતમાં રહેવું ન જોઇએ કારણ કે જાલમસિંહ ઘણો ખટપટી અને રાણાશ્રીનો માનીતો માણસ છે. કદાચ રાણાશ્રીને કાને આ વાત નાંખશે તો પછી પરિણામ શું આવશે તે હું કંઈ કહી શકતો નથી.

ઇંદુમતિ—પ્રીતમ બીવાનું બિલકુલ કારણ નથી. ગમે એટલાં વિઘ્ન નડશે તોપણ ઇંદુમતિ તો તમારીજ છે.

ગાયન. ૨૪.

પ્રીતમ પાતળીઆરે (૨) શરણે છું હું દીનદારા.
સુંદર શામળીઆરે (૨) પ્રીતમજી રસીક પ્યારા—

પ્રીતમ.

સૌભાગ્યચંદ્ર—અરે વાહ (૩) ઇંદુ અરે વાહ ૩

સૌભાગ્યચંદ્ર—તાત સુણેજો તમતણા, વિપરીત થાયે વાત;

ઇંદુમતિ—અવની અલબેલા ગણ્યા, અવર ભ્રાતને તાત.

સૌભાગ્યચંદ્ર—ભેટોને રસીલી ..................

ઇંદુમતિ- ..................શાણુા છું છબીલી

સૌભાગ્યચંદ્ર–અરે વાહ (૩) (ઇંદુ), અરે વાહ (૩)

સૌભાગ્યચંદ્ર—શાબાશ ક્ષત્રી વિરબાળા તારી જનેતાને ધન્ય છે. પ્રીયા આજથી તારે કશીવાતનો ભય રાખવો નહિ. જયાં સુધી સૌભાગ્ય અને સૌભાગ્યની સમશેર રહેશે ત્યાં સૂધી ખુશામતીઆ અને કપટી માણુસનું કંઇપણુ વળી શકનાર નથી. તેમને જવાબ આપવા મારી સમશેર સમર્થ છે. પ્રિયા હું તને મારા પ્રેમની નિશાંની તરીકે મારી માતાના હાથનું રત્નજડીત કંકણુ આપુંછું તેને જીવની પેઠે જાળવી રાખજે. કોઇને પણુ તે કંકણુ આપવું નહિ ( ઇંદુમતિ. ) કંકણુ આપે છે ( ઇંદુમતિ તેના ગળામાંથી હાર કાઢીને ).

ઇંદુમતિ—પ્રાણેશ, હું તમને મારા પ્રેમની નિશાની તરીકે મારા હૃદયનો હાર આપુંછું ( સૌભાગ્યને હાર આપે છે. સૌભાગ્ય લેછે અને હારને ચુંબન કરેછે).

ઇંદુમતિ—પ્રાણેશ, હવે દાશીને જવાની આજ્ઞા થવી જોઇએ. પ્રિતમ મને આવ્યાને ઘણો વિલંબ થઇ ગયો છે, અને જો નહિ જાઉં તો મારી દાશીઓ શોધાશોધ કરી મુકશે અને કદી કોઇ દેખશે તો વાત જાહેર થશે માટે તમે મને કાલ મધુવનમાં મળજો. હું ત્યાં આગળ તમને મળીશ ( જોગણુનો ઝભો ચઢાવી દેછે અને જવા માંડે છે ).

સૌભાગ્ય તેનો હાથ પકડીને.

## ગાયન ૨૫.

ચાલી (૩) ચતુરા કયાં ચાલી મમ ચીત ચોરી કયાં ચાલી
વાલી (૩) તળસુછું પ્યારી ઝટ છાંટો પ્રેમની ષારી

ઇંદુમતિ—

છોડો (૩) છેડો છબીલા હઠ છોડોને હઠીલા
તોડો (૩) સંગ સરમાઇ પ્રીય રાત વીતશે આંહી;

સૌભાગ્યચંદ્ર—

તનમાં (૩) તસબીર ચીતરાઈ તે કેંમ જાય ભુલાઇ,
વાલી (૩) તું વળજે વહેલી થઈ પ્રેમરસમાં ઘેલી;

ઇંદુમતિ—

પ્રીતમ (૩) જી મળશો પ્યારા નહીવીસારસો દીનદારા
જપતી (૩) પ્રભુ પ્રીતે પ્યારા વાલી પ્રેમ રસના કયારા

(ઈંદુમતિ ચાલી જાય છે સૌભાગ્ય તેના સામુ જોઇ રહે છે.)

સૌભાગ્યચંદ્ર—ખરેખર ચતુરા ચીતને ચોરી ગઈ મને બેચેન કરી નાંખ્યો. હવે શું કરૂં (વિચાર કરે છે પછી થોડીવારે) હાહા, ચાલ મારો રાત્રીનો પોશાક પહેરી હું પણુ પાછળ જાઉં કારણુ કે રસ્તામાં કંઈપણુ વિઘ્ન નડે તો હું તેને મદદ કરી શકું.

## પ્રવેસ ૭.

(જાલમસિંહ અને કેદારસિંહ)

જાલમસિંહ—કેદારસિંહ, મહારી કંઇ શક્તિઓ

ચાલે એમ નથી, મારી તો બધી અક્કલ ગુમ થઇ ગઈ છે. ને તું કહે છે કે આપણે એવો પ્રપંચ રચવો કે સૌભાગ્યચંદ્ર રાજ્ય દ્રોહી ઠરે, પણ તે પ્રપંચ કરવામાં કઇ યુક્તિ કામે લગાડવી તેની મને સમજ પડતી નથી, અને મારૂં તો મન ગુસ્સાથી તપી ગયું.

કેદારસિંહ—બાપુ એમાં તો શી ભારે વાત છે. એક કીસ્સો પાર પડે એમ છે.

જાલમસિંહ—પણ તે કયો કીસ્સો છે, તે મને સત્વર જણાવ.

કેદારસીંહ—સાહેબ તમે મુસલમાન પાદશાહ પાસે જાઓ અને તેમને લાંચ આપી એવી રીતે કાગલ લખાવો કે જેથી સૌભાગ્યચંદ્રને માથે કપટનું તહોમત આવે.

જાલમસિંહ-અરે શાબાશ મારા દોસ્ત, તેં આ વખતે ઠીક અક્કલ કામે લગાડી, પણ પેલી બુટ્ટી કયાંછે.

કેદારસિંહ-( આવીને ) લ્યો સાહેબ આ રહી.

પ્રતાપસિંહ-( પ્રવેશ કરીને ) કેમ મિત્ર શા વિચારમાં ઊભા છો.

જાલમસિંહ-કોણ, પ્રતાપસિંહ, પધારો પધારો. આપણાં ઘણા દીવસે દર્શન થયાં.

પ્રતાપસિંહ-મિત્ર તું જાણેછે કે હાલ મુસલમાન લોકોનું કેટલું જોર છે. આ વખતે મારે પણ મારા લશ્કરને લઇને લડાઈમાં જવાનો હુકમ થયો છે, માટે છેલ્લીવારનો તને મળવા માટે આવ્યો છું.

જાલમસિંહ-શું મિત્ર તારે લડાઇમાં જવાનું છે, હું ઇચ્છુંછું કે તારો અને તારા લશ્કરનો જય થાઓ. ( સ્વગત ) મનમાં તો ઘણીએ ઈચ્છા છે કે ઠામ પડી જાય તો ઠીક. ( પ્રકાશ ) મિત્ર હું શીકાર કરવા ગયો હતો ત્યાં એક મહાત્માની સેવા કરતાં તેમને પ્રસન્ન થઇને મને એક બુટ્ટી આપી છે, અને તે બુટ્ટિમાં એવો ગુણ છે કે કંઇ પણ વ્યાધી ઉપર, એ બુટ્ટિ ઘશીને પીએ તો વ્યાધી નાશ પામે છે, ત્યારે લડાઇના કામમાં જવું છે, માટે તું મારી માગણી સ્વીકાર અને આ બુટ્ટી રાખ.

પ્રતાપસિંહ-અરે મિત્ર તારી પ્રીત છે એજ બસ છે. રહેવા દે તારે એ કામ લાગશે.

જાલમસિંહ-અરે વાહરે દોસ્ત, તું શું આ બોલે છે; સાચા મિત્રથી જુદાઈ રાખવી તે સારા મિત્રોને શોભતું નથી. માટે તને મારા સમ છે, ને તું તે રાખ.

પ્રતાપસિંહ-લાવ મિત્ર જો તારો આટલો બધો આગ્રહ છે તો લાવ એ સ્વીકારવાને હું ખુશીછું; હવે હું રજા લઉંછું.

જાલમસિંહ-હા ભાઇ ખુશીથી જા. અને તું યુદ્ધમાં યશ મેળવી મને હસતે મોંઢે ભેટજે. એવી મારી આશીશ છે.

પ્રતાપસિંહ—તથાસ્તુ તારાં વાકયો સફળ થાઓ.

જાલમસિંહ-બસ બેડો પાર થઇ ગયો. યુદ્ધમાં મરશે તોયે પાછો આવનાર નથી, અને જીવતો હશે

તો પણ પાછો આવનાર નથી. જયાં બુદ્ધીનો અમલ ચઢસે કે પાર પડી જશે. અને વચમાંથી એક કાંટો દુર થશે, તો પછી સૌભાગ્યના શા ભાર છે એને પણ જોઇ લેવાશે. ( કેદારસિંહ પ્રત્યે ) ચાલ દોસ્ત આપણે મુસલમાનની છાવણીમાં કોઇ ના દેખે એમ જલદીથી પહોંચી જઇએ, અને બધોએ પોશાક આપણે સૌભાગ્યને મળતો રાખવો કારણ કે નીશાનીઓથી આપણે ઓળખાઈ જઇશું અને આતો ઉલટું એના માથે પડશે. ચાલ સત્વર પહોંચી જઇએ.

## પ્રવેશ. ૮.

### સ્થળ—મુસલમાનની છાવણી.

પાત્ર–કુતબુદ્દીન, અને લશ્કર. પાછળથી જાલમસિંહ અને કેદારસિંહ.

કુતબુદ્દીન–અયે દોસ્તો, અપન ઈદર ઘણા રોજસેં કિલ્લાને ઘેરા ઘાલ્યા હૈ લેકીન કુચ ફાયદા હોતા નહિ હૈ, મગર બહોત જાનકી ખુમારી હોતી હૈ. તુમ સબ લોકકે કયા બિચાર હૈ સો મુજે દર્શાઓ ?

સાઇસ્તખાન–ખાવીંદ ક્ષત્રી લોકો સાથે જંગ મચાના એ કુચ જેસા તેસા કામ નહિ હૈ. ઉનકા સૈન્યાધિપતિ સૌભાગ્યચંદ્ર હૈ, સો બડા ચાલાક હૈ. અપના સબ લશ્કરકું એ મારકે હઠા દેતા હૈ. લડાઈકા કામમે મેરા સફેદ બાલ હો ગયા હૈ ઔર મુજે બહોત અનુભવ હુવા હૈ જબી પણ મેંને ઐસા જુવાન, બહાદુર,

ચાલાક સરદાર દેખા નહિ હૈ. એ બહોત નિમક-હલાલ હૈ.

કુતબુદ્દીન—મેરી નજરમેં તો એૈસા આતા હૈ કે જો સૌભાગ્યચંદ્ર લાંચસેં અપના લશ્કરમેં આ જાવે જબ એ જબરજસ્ત કિલ્લા અપના હાથમે આવે. દુસરા કુચ ઉપાય મેરી નજરમેં આતા નહિ હૈ.

( જાલમસિંહ અને કેદારસિંહ આવીને સલામ કરેછે.)

અયે સરદાર, આપ લોક કોન હોં. એૈાર કયા કામ કે બાસ્તે ઇદર આના હુવાહૈ.

જાલમસિંહ—ખુદાવીંદ, હમે રાજા ભોપાળસિંહના સરદારો છીએ. અને આપને ખાનગી કામ કહેવા માટે આવ્યા છીએ. અનેં હમે તમારા હીતેચ્છુ છીએ. કંઇ કામકાજ હોય તો ફરમાવો.

કુતબુદ્દીન—તુમ તુમેરા રાજાકું છોડ હુંમેરી પાસ કાયકું આતા હો. તુમ જે ધણીકા ખાતા હો ઇસકા હલાલ નહિ કરતા હોં. ધિક્કાર હે તુમેરી ઓલાદકું; તુંમ નિમકહરામ આદમી હમકું કયા મદદ કરસકો ! તુમ તુમેરા માલીકસેં નિમકહરામી રખતે હો સો હમેરેસેં કૈંસી રખો !

જાલમસિંહ—(સ્વ) અરે રામ, રામ. આતો કપટ કરતાં ચપટ થઇ ગયું. આ જીવ લીધા વગર છોડનાર નથી ( પ્રકાશ ) મહેરબાન, નાહક, ગુસ્સે થાઓ મા. જો તમને હમારી મદદની જરૂર નથી તો હમે રજા માગીયે છીએ.

કુતબુદ્દીન–અયે નિમકહરામ, કીદર જાતા હૈ. તેરાતો મૈ જાન લીયા વગર છોડુ નહિ. મેં સચ્ચા મુસલમાન હુઉ. કબી પણ મૈ કપટ નહિ રખુંગા, પણ જા હરામી તુંજેકુ મૈ જાને દેતા હુઉ મગર તેરા નામ રોશન કર દે ?

જાલમસિંહ–( ગભરાય છે ) (સ્વ ) જો આને ખરૂં નામ બતાવીશું તો બાર વાગી જશે. આ સુરા સરદાર આગળ આપણું કંઈ ચાલનાર નથી. એ ભોપાળસિંહને મારૂં નામ કહેશે અને મારે રાજ્યદ્રોહ તરીકેની દેહાંત દંડની શિક્ષા ભોગવવી પડશે.

( ગમગીન ચહેરે ઉભો રહે છે. )

કેદારસિંહ–બાપુ કેમ ઢીલા થઇ ગયા?હવે આવો લાગ ફરી ફરી નહિ મળે. દોને સૌભાગ્યચંદ્રનું નામ. એ કયાં જોવા આવ્યો છે કે તમે કોણ છો.

જાલમસિંહ–(કેદારસિંહ તરફ) સાબાશરે, મારા દોસ્ત. ભલી યુક્તિ શોધી કાઢી. ( કુતબુદ્દીન આગળ ઘુંટણીયે પડીને ) ખુદાવીંદ મને જાવા દો. હું આપનો ગુલામ છું, ફરીથી હું આવું કામ નહિ કરૂં. હું આપનો ઉપકાર નહિ ભૂલું.

કુતબુદ્દીન–અયે નિમકહરામ, મૈં તેરી મદદકી આશા નહિ રખતા હુઉં. તેરા નામ મુજે રોશન કરદે કે જીસ તરેંસે તેરા બહાદુર રાજાકું તેરાં પાપી કાવતરાંકી જાન કરૂ. ( સાઇસ્તખાંન તરફ ) અયે સાઇસ્તખાંન ? એ લોકકે પાસસેં ઉનકા નામ બોલાવોને જો

ન દીખાવે તો ઉનકા માર મારકે ચમડા તોડડાલો.

જાલમસિંહ—મહેરબાન, મારૂં નામ સૌભાગ્યચંદ્ર છે. હવે મને રજા મળવી જોઇએ.

કુતબુદીન—(આશ્ચર્યમાં) કયા ખુદ સૌભાગ્યચંદ્રજ! નહિ, એ જૂઠ બોલતા હૈ. (મારેછે) બોલ તેરા સચ્ચા નામ કયા હૈ?

જાલમસિંહ—સાહેબ, મારૂં નામ એજ છે. ને હુંજ રાજ્યનો સૈન્યાધિપતિ છું.

કુતબુદીન—જા નીચ, તુંજે રજા હૈ. (મનમાં) કયા આશ્ચર્યકી બાત હૈ. કે રાજાકા ખરા નિમકહુલાલ સરદારભી રાજ્ય લોભકે લીયે રાજ્યકી સામને કાવતરાં ઉડાવતા હૈ. (સાઇસ્તખાન તરફ) સાઇસ્તખાન તુંમ જાકે મેરા પત્ર ઉનકું ભેજો ઔર એ લુચ્ચા આદમીકા કપડાંકી નિશાનીયો ઓલો.

સાઇસ્તખાન—જેસા માલીકકા હુકમ.

## પ્રવેશ ૯.

સ્થળ, જાલમસિંહનું આંગણું.

પાત્ર. જાલમસિંહ, કેદારસિંહ અને સામેથી દાસીના વેષમાં ઈંદુમતિ પાસે રહેલી ઝરીના.

કેદારસિંહ—બાપુ હવે શું કરવું છે. સૌભાગ્યચંદ્ર કયાં હશે તેની કંઇ ખબર રાખોછો કે નથી રાખતા?

જાલમસિંહ—હવે શું ફીકર કરવાની છે. હમણાંજ સૌભાગ્યચંદ્ર રાજ્યદ્રોહી ઠરશે અને વચમાંથી કંટક ખ-

સશે. જનાનખાનામાં મારી એક રાખેલી દાસીછે તેની પાસેથી ઇંદુમતિની મને ખબર મળે છે. હવે થોડીવારમાં આવવીજ જોઇએ. (પડદા સામુ જોઇને) અરે વાહરે આયુષ્ય બહુ લાંબુ છે ને! એનો લટકો તો જાણે જીવતાને ઘાયલ કરી નાંખે. (ઝરીના આવે છે. તેનો હાથ પકડીને) કેમ, દીલદાર કયાં જાઓ છો? હમણાં તો બહુ મોઘાં થયાં છોને! ચાલ પ્યારી જરા ચમન ઉડાવીએ.

ઝરીના–(હાથ તરછોડીને)જાઓ જાઓ,આમ રસ્તા વચ્ચે શું બાઝતા હશો; કંઇ શરમ આવે છે કે નહિ. કોઇ દેખશે તો મારી લાજ જશે તમારે શું! જવાદો મારે ઉતાવળનું કામ છે.

જાલમસિંહ–હવે દીલદાર જાયછે કયાં? વાહ રમણી, તારા ઉપરતો મારો જાન ખુરબાન છે; પણ એવું શું અગત્યનું કામ છે મને જણાવતો ખરી?

ઝરીના–લ્યો, આ ચીઠ્ઠી વાંચો.

જાલમસિંહ–(ચીઠ્ઠી વાંચે છે. અને વાંચી રહ્યા બાદ.)

ગાયન ૨૬.

વાહ શાણી અલબેલી રંગે રૂપે તુંતો રે'લી.

ઝરીના– છોડી દીયોને મેલી,
એવા મીઠાઇને સે'લી;
મોટાના છોરૂ થઈ થાઓ કછોરૂ,
પીડો શાને પરનારી.

જાલમસિંહ—રંગીલી રસીલી છબીલી સુરત,
મોહી ગયોછું હું પ્યારી;
જુઓ વનની વેલી (ઝરીના)
રંગે કુસુમે ખીલેલી.
જાલમસિંહ—પ્યારી ભેટોને વેલી;
(ઝરીના) કીધી પ્યારા મુને ઘેલી.
( ભેટીને જાય છે અને જાલમસિંહ પાછો આવેછે.)

જાલમસિંહ-( કેદારસિંહને ) કેમ દોસ્ત, કેવી યુક્તિથી કામ કર્યું છે ? એતો ચાલાકી જોઇએ છે ચાલાકી ! એતો એનાજ પૈસા છેને.

## ગાયન ૨૭.

જાલમસિંહ-આવી બાજી તો હાથ, હવે છોડુ ન સાથ,
પ્રપંચે પામું હું રાજય.
રહું રસીલી સાથ, વ્હાલી ભેટીને બાથ,
બોલાવશે કહી નાથ.
કેદારસિંહ-કરો રાજયનું કાજ, બાપુ પહેરીને તાજ,
તમે થાઓ જયારે જમાઇરાજ.

## પ્રવેશ ૧૦.

સ્થળ-ભોપાળસિંહનો મહેલ.

પાત્ર. ભોપાળસિંહ અને કમળાવતિ, પાછળથી સાઇસ્તખાન અને જાલમસિંહ.

કમળાવતિ-પ્રાણનાથ, હવે આપને કચેરીમાંથી આવતાં બહુ વાર થાય છે. પણ હવે આ દાસી ઉપર

કૃપા કરી વહેલા આવોતો ઠીક નહિતો વારિ વિના જેમ માછલી મુંઝાય છે, તેમ હું મુંઝાઈ મરી જઇશ.

ભોપાળસિંહ–મારી પ્રેમાળ શુદ્ધ સતી, સાધવી પ્રિયા હું જાણુંછું કે તારો મારા પ્રત્યે પ્રેમ સાચો છે. પણ લડાઇના કામથી લાચાર છું કે મારે તને નિરાધાર છોડી જવું પડેછે. હાલમાં યવન લોકો ઠામ ઠામ હિં-દુરાજાને ત્રાસ વરતાવી રહ્યા છે; અને ક્ષત્રીગૌરવ નાશ પામવા માંડયું છે.

દાસી–( પ્રવેશ કરીને ) મહારાજ, યવન સૈન્યમાં-થી કોઇ એક સરદાર પત્ર લઇને આવ્યો છે અને કહે છે કે કામ બહુ જોખમ ભરેલું છે.

ભોપાળસિંહ–લાવ પત્ર અને એમનેઅંદર આવા-દયો [ સાઇસ્તખાન આવે છે ] કેમ સરદાર, આપ શા કામ માટે આવ્યા છો ? આપના સરદારે શો પત્ર આ-પ્યો છે તે મને બતાવો ? ( પત્ર આપે છે. વાંચ્યા પછી દીલગીર થઇને આશ્ચર્યમાં ) અરે ! આ તે શું વાંચું છું ! સ્વપ્નુકે સાચું ! હું ઉંઘુંછું કે જાગું છું ! અરેરે ! મારી આંખે અંધરાં આવે છે ! શું મારો વફાદાર સૌભાગ્ય આવું કામ કરે, કેવું અસંભવિત છે ! જેને મેં પુત્ર તરીકે ઉછેર્યો હતો તે શું રાજ્ય દ્રોહ કરે ! અરે નહિ નહિ; કદી તેમ બની શકે નહિ. પાપીઓનો પ્રપંચ છે. સૌભાગ્ય કદી આવું કામ કરેતે કેમ માની શકાય ! (સાઇસ્તખાનને) સરદાર, જે માણુસ આવ્યો હતો તેનો પોશાક કેવો હતો ?

**સાઇસ્તખાન**—તે માણુસ યુવાન વયનો તથા સુંદર ફુટડો પુરૂષ હતો, તેણે લીલો પાયજામો તથા શરીર ઉપર કાળો ઝભ્ભો વીંટયો હતો તથા જામલી સોનેરી રંગનો ફટકો માંથે બાંધ્યો હતો.

**ભોપાળસિંહ**—( સ્વ ) ખરેખર, બાતમી મળતી આવી છે. સોનુ દેખી મુનીવર ચળે તો સૌભાગ્યના શા ભાર! આ બાબતની તપસીલ કરવી જોઇએ! (પ્રકાશ) ઠીક, સરદાર જાઓ તમને રજા છે. તમારા સરદારને મારી સલામ કહેજો કે હું તમારો મોટો આભારી થયોછું; કારણ કે તમે મને ખરી બાબતથી વાકેફ કર્યો (સાઇસ્તખાન સલામ કરી જાય છે) અને ભોપાળસિંહ વિચારમાં પડે છે. વિચાર કરી રહ્યા પછી) અરે મારા મનમાં આ વાત ઉતરતી નથી! પણ મુસલમાન લોકો તેમની સત્યતાને માટે પ્રખ્યાત છે; અને તેનો પોષાક તથા નિશાની મળતી આવે છે. હવે ધીરજ રહેતી નથી. એ પાપીના કડકે કડકા કરૂં. ખરેખર, જેને મેં ઉછેર્યો તેને મારવો પડશે. દેશના કાયદા પ્રમાણે તેને દેહાંત દંડની શિક્ષા કરવી પડશે. અરે! હું તેને મારીને રોઇશ, પણ તે આંસુ હર્ષનાં નથી પણ ક્રોધનાં છે (દીલગીર ઉભા રહે છે.)

**જાલમસિંહ**—(પ્રવેશ કરીને) કેમ બ્હેન, રાણાજીને શું થયું છે? રાણાજી શું જુલમ છે! આપનો તાબેદાર હાજર છે.

**ભોપાળસિંહ**—અરે જાલમસિંહજી, આ વાત સાચી

હશે ! શું સૌભાગ્ય રાજ્યદ્રોહી હોય !

જાલમસિંહ–બાપુ સ્વપ્નામાં છો કે જાગતા છો ? આપ આશું બોલો છો ? સૌભાગ્ય શું ! રાજ્યદ્રોહી શું ! મને તો કંઇ સમજણ પડતી નથી.

ભોપાળસિંહ–અરે શું સમજણ પડતી નથી. જુઓ આ રહ્યું વાંચો.

જાલમસિંહ–(વાંચીને) સાહેબ ઘણી અજાયબી ની વાત છે ! સૌભાગ્યને એવું કયાંથી સુઝયું ? મને તો કંઇ ખરી વાત લાગતી નથી.

કમળાવતિ–અરે ભાઇ, એનાંતો મુળ પાતાળમાં છે. એ જેટલો ભોંયમાં છે તેટલો બહાર છે. એ બહુજ કપટી છે. તેથી મેં એના વિષે એમને પહેલેથીજ કહ્યું હતું.

જાલમસિંહ–(જાણે સાંભળી આવ્યું હોય એમ ડોળ કરીને) સાહેબ, મેં સૌભાગ્યચંદ્રને એક વખત રાત્રે બહાર જતાં જોયા હતા અને મને જોઇને છુપાઇ ગયા હતા. હુંતો ચાલ્યો ગયો સાહેબ. વખતે રાજ્ય લોભની લાલચે સૌભાગ્યચંદ્ર પણ નીમકહરામ થાય ખરો !

ભોપાળસિંહ—ખરેખર તે ચંદ્ર કલંકિત છે; તે સુવાસીત વગરનું ચંદન છે; ઉપરથી ભોળો અને મનનો મેલો છે; એ સત્ય વિનાનો ક્ષત્રી છે. ખરેખર, હવે મારી ધ્યાનમાં ઉતરે છે. (સંભાળીને) ખરેખર, તમે મને કહેતા હતા તે ખરૂં હતું પણ તે ઘડીયે મેં તમારૂ અપમાન કર્યું તેને માટે મને બહુ પસ્તાવો થાય છે.

અરે એ નીચની સાથે હું એક વખત મારી પુત્રીને વ-રાવવા પણ તૈયાર થયો હતો. પણ હવે મને બધા ભેદની ખબર પડી છે.

જાલમસિંહ—હેં, હેં, હેં, બાપુ એટલે બધે સુધી તમે તેને ચાહતા હતા ? અરે રામ, રામ, રામ, આવા હિતેચ્છુ માણસની સાથે આવી રીતે વરતાય ! આપને ખબર નહિ હોયકે કુંવરી ક્યારનીએ સૌભાગ્યચંદ્રની સાથે ગાંધર્વ લગ્નથી વરી ચુકી છે.

ભોપાળસિંહ—અરે આ શું સાંભળું છું ! શું મારી પુત્રી એક રાજ્યદ્રોહીને પોતાના સ્વામી તરીકે પસંદ કરે, અને મારી આજ્ઞાનું ઉલંગન કરે ! ખરેખર, સ્વ-તંત્રતા બાળકોને બક્ષવાનાં ફળ મને મળ્યાં છે.ખરેખર એની ભૂલ નહિ પણ મારી ભૂલ છે, એનો દોષ નહિ પણ મારો દોષ છે. જાણતાં છતાં પણ સાપને દુધ પાઇ ઉછેર્યો. જાણતાં છતાં વિષ્ટામાં પાય ધર્યો.ખરેખર વિધાતાના લેખ મિથ્યા થનાર નથી. થનાર થઇ તેતો થઈ પણ સૌભાગ્યને લલાટે દેહાંત દંડની શિક્ષા લ-ખાઇ રહી છે. આવી કપુત છોકરી હોય તેના કરતાં વાંઝીયા રહેવું હઝાર દરજ્જે સારૂં છે.

જાલમસિંહ—બાપુ હું સૌભાગ્યચંદ્રને અટકાવવા ગયો પણ વળી મને ઘાયલ કર્યો હતો. તે વખતે તમે તેને ચાહતા હતા તેથી હું કંઇ બોલી શકયો નહિ.

ભોપાળસિંહ—શું આટલો બધો જૂલમ ! (જા-લમસિંહ તરફ) જાલમસિંહ અત્યારે સૌભાગ્યચંદ્ર

જ્યાં હોય ત્યાંથી પકડી લાવો અને મારા બળતા અગ્નિને શાંત કરવા દો અને એ ઉદ્ધત છોકરીને તેની ઉદ્ધતાઈનાં ફળ મળવા દો.

## ગાયન ૨૮.

હાય ચડેલી છટેલી છાકેલી છોકરી,
તારૂં તોડું હું ગુમાન;
હાય કરી કરાને તેં હદ કરી,
કર્યું હાય મારૂં અપમાન. ચડેલી.

કમળાવતિ—વૃથા હવે ક્રોધ શાને કરોછો,
અકળાવો મમ પ્રાણ;
પહેલેથી જો ચેત્યા હોત પ્યારા,
નવ થાતી આવી હાણ; ચડેલી.

ભોપાળસિંહ—હાય મારીને કાપીને છુંદીને છાદીને,
લઉં નિશ્ચે એના પ્રાણ. ચડેલી.

જાલમસિંહ—જેવી મહારાજાની આજ્ઞા. (બધા જાય છે) બસ, બંદાનો બેડોપાર, રસીલી થાશે મારી યાર, પ્રપંચનો માનું આભાર, જાઉં અરી પકડું નિરધાર.

## પ્રવેશ ૧૧.

સ્થળ—મધુવનનો દેખાવ.

પાત્ર. ઇંદુમતિ સૌભાગ્યચંદ્ર, પાછળથી સાધુ, જાલમસિંહ અને સિપાઇઓ.

ઇંદુમતિ— ગાયન ૨૯.

વન વિકટ બિહામણું હાય દેખીને ડરૂં;
સૌભાગ્ય નજરે નવ ચડે, હાય ઝુરીને મરૂં. વન.
મુઝાઉંછુ હું એકલી, મમ પ્રાણુ કયાં હરી;
વિયોગ લાય નવ વેઠાય, જાઉં હું મરી. વન.
કંથ વાહલાના વિના, અવર નથી જરી;
પ્રભુજી લ્યો સંભાળ, બાળ અરજ ઉરધરી. વન.
કયારે આવે નાથ વાહલા, વિરહે જાઉં બળી;
શું દગો દઇ નાથ ગયા, અહીં મુંને છળી. વન.

અરેરે પ્રભુ! સૌભાગ્ય તો કંઇપણ જણાતા નથી. હું તો બધે શોધી શોધીને થાકી ગઈ. હવે શું કરૂં? મને આ ભયંકર જંગલમાં રાત્રીના સમયે બહુ બિહામણું લાગે છે. શિયાળવાંના અને વરૂનાં હૃદયભેદક અવાજથી મારી છાતી ધડકી રહી છે. આ બિહામણા જંગલમાં અત્યારે મારા સિવાય કોઇપણ મનુષ્ય આવતું જણાતું નથી. સર્વ પશુ અને પક્ષિઓ નિંદ્રાધીન થઇ ગયાં છે તે વખતે હું વનદેવીની માફક પ્રેમની ખાતર અબળા થઈ મનને સલામ કરી અહીં રખડુંછું. અહાહા? પ્રેમ, પ્રેમ! તારી શી ખુબી છે! પિતા પુત્રના, ભરથાર ભામિનીના, મિત્ર મિત્રના અથાગ પ્રેમમાં ઇશ્વરે શી માયા મુકી છે! સરજનહાર, કરૂણાનીધિ, ઈશ્વર તારી ગતિ ગહન છે! (થોડીવાર રહીને) અરે આટલો બધો વખત થયો સૌભાગ્ય કેમ ના આવ્યા? હવે આવતા હશે! લાવ જરા આરામ લઉં.

( સુઇ જાય છે. થોડીવારે સર્પ આવીને ડસેછે. ) અરે હાય આ શું થયું ! આતો સર્પડંસ ! ઓ જાય. અરે નીચ મને મારા વહાલાથી વિખુટી કરી કયાં જાયછે ? મને મારા પ્રાણથી વિખુટી ના કર. અરે કૃપાળુ દયા કર, સૌભાગ્ય, સૌભાગ્ય, મારા પ્રાણ, તમને છેલ્લા રામરામ છે. મરતી વખતના છેલ્લા પ્રણામ છે. વહાલા દીનદાસીને વીસરી જજો. આ મુજ અભાગણીના લલાટમાં દુઃખ લખ્યુ છે તે મિથ્યા થનાર નથી. પ્રીતમ શોકમાં ઝુરશો નહિ. હવે જીવનની દોરી મારા હાથમાંથી ગઇ છે; હવે હું બચનારં નથી. વિષ હલાહલ ચઢયું છે. કાગને હાથે મણીની માળા શોભતી નથી તેમ સૌભાગ્યચંદ્ર તમે મને શોભ્યા નહિ. સૌભાગ્ય, મારા વહાલા સૌભાગ્ય તમને મુકી હું જાઉંછું. મારા ભાઈની ભાળ કઢાવજો. પ્રણામ, પ્રણામ વહાલા છેવટના પ્રણામ છે. હવે હું જાઉંછું. ( મરી જાય છે. )

( થોડીવારે સૌભાગ્યચંદ્ર આવેછે. )

સૌભાગ્યચંદ્ર—અરે ! આટલામાં કંઈ ઇંદુ તો જણાતી નથી. એને આવવાનું વચન આપ્યું હતું તે શું મિથ્યા ગયું હશે ! એમ પણ હોય. પણ આવ્યા વગર રહે નહિ. એનો મારા પ્રત્યે પુર્ણ પ્રેમ છે. આવી નહિ હોય તો આવતી હશે. ચાલ એની જરા રાહ જોઉં ( ઇંદુમતિના શબને જોઇ ચમકેછે ) અરે ! મધુર ગુલાબ અહિં રસ્તામાં રખડેછે. કેવી સુખેથી નિંદ્રા લેછે. આ રાજયબાળા કે જે મશરૂની તળાઇમાં સુનાર

તે અત્યારે મારા પ્રેમને લીધે કેવી જમીન પર સુઇ રહી છે. શો એનો અજબ પ્રેમ છે. (પાસે જઇને) પ્રિયા, મારી મધુર પ્રિયા જરા ઉઠો અને જરા ચક્ષુ ઉઘાડીને નજર કરો કે તમારી પાસે તમારો પ્રેમી સૌભાગ્યજ ઉભો છે. કેમ બોલતી નથી ? ઇંદુ, ઇંદુ, વ્હાલી ઇંદુ એકવાર તારા તળસતા પ્રેમીને સાવધ થઇ આનંદ આપ. (લોહી જોઇને) અરેરે, આ લોહી શેનું હશે ! (કપાળ કુટીને) અરે હરિ આતો સર્પ ડંસ છે. હાય ! ઇંદુ મને નિરાધાર મુકી કયાં ચાલી ગઈ. હાય ! વહાલી મને એકવાર પ્રેમથી બોલ. અરે સરજનહાર જગતપિતા એકવાર ફરીથી મારી પ્રિયાને મૃતસજીવનની વિદ્યાથી સજીવન કર. અરે એ પૃથ્વીમાતા તું અનંત શબ્દોથી ભરપુર છે. શું તારામાં શક્તિ નથી કે તું મારી પ્રિયાને એકવાર ફરીથી જીવતી કરતી નથી ? (નિશ્વાસ નાંખીને) અરે હાય ! વાહાલી તારી આ દશાનું કારણ હુંજ છું. હાય ઇંદુ આ હિણભાગીને માફ કર ! હાય ! મારા નશીબમાં તારા જેવી પ્રિયા ક્યાંથી લખી હોય. વિધાતા હાય વિધાતા ! (માથુ ખોળામાં લેછે.)

### ગાયન ૩૦.

અરે આશું પ્રભુ તેં કર્યું, સુખ સર્વદા હરી તેં હર્યું.
પ્રિયા પ્રેમી હરી તેં હરી, (૨)
રહું હું કેમ ધીરજને ધરી;

પ્રિયા મારી તજીને ગઇ (૨)
બુરી હાયે હશાતો થઇ.
સુખે હતાં, સુખે જતાં, સુખે સુખો સૌ માણતાં;
અકુળ કળા અવિનાશની, આવી અચાનક આપદા.
પ્રિયા મારી ગઇ ટળવળી, (૨)
વિરહે હાય જાઉં હું મરી;
ચીરી તું થા અરે પ્યારી, (૨)
આવું છું સંગ પ્રિયા તારી.
પ્રેમી પ્રિયાતેં હદ કરી, છોડી ગઇ તુ સુંદરી;
કરૂણાળુ મમ દોષને, જોશો નહિ આજે જરી.
આવું છું હું પ્રિયા વ્હાલી, (૨)
પીવાં તુજ પાસ પ્રીતિ પ્યાલી;
નશીબ નબળું અહિંયાં નડયું, (૨)
પુરવ પાપે પ્રભુ દુઃખ પડયુ.

હાય હવે શું કરૂં ! ઇંદુ, તારા વગર જીવવું વૃથા છે. આ તારૂં ચંદ્રવદન જોતાં મારાં ચક્ષુ તૃપ્ત થતાં નથી. પણ નહિ, હવે એ ખાલી માય. છે. અરે કામ વિકારો તમે દુર જાઓ; સંસારની માયાઓ તમે બળી જાઓ; અરે સગાં વહાલાં મિત્ર બંધુઓ તમે મારાથી વિખુટાં થાઓ; અરે ક્રોધાદિ વિકારો તમે મારા શરીરમાંથી અત્યારે નાશ પામો; અને મારી મધુર પ્રિયાની માછળ જવાદ્યો. હવે મને સંસારની મોહ માયાઓમાંથી મુક્ત (થવા દો. ( હાથ જોડીને ) હે પ્રભુ ! જગત નિયંતા, સૃષ્ટિના સરજનહાર, તેં મારા માથે

અવધી કરી છે. અને જો મારો અને મારી પ્રિયાનો પ્રેમ સાચો હોયતો આવતા અવતારમાં તેજ સ્ત્રી મને મળજો. ( કટાર કાઢીને ) હું પામર પ્રાણીછું; અને મારા દોષની ક્ષમા માગું છું, અને મારાં કુકર્મોની માફી પણ માગુંછું.

(કટાર કાઢીને મરવા જાય છે. એટલામાં એક સાધુ આવીને તેને અટકાવે છે.)

સાધુ—સબર, સબર બચ્ચા, તુંમ કાયકુ મરજાતા હૈ. આપઘાત કરનેકી શાસ્ત્રમેં મનાઇ કીઇહૈ.

સૌભાગ્ય—મહાત્મા મન મરવાદ્યો. ( નિશ્વાસ નાંખે છે) મારી પ્રિયા હાય મારી પ્રિયા!

સાધુ—અરે મુર્ખ. સંસારકી સબ જુઠી માયા હૈ. તુંમ તેરી સ્ત્રીકે પીછે મરને તૈયાર હોગયા હૈ, વો બડી મુર્ખાઈકા કામ કરતા હૈ. ઉનકા આયુષ્ય ઈતનાજ હોના ચાઇએ.

સૌભાગ્ય—મહાત્મા મને મરવાદ્યો, મને રોકોમા, મારો અને તેનો પ્યાર સંસારથી ન્યારો હતો. મહાત્મા, કૃપા કરી તેને સજીવન કરો નહિંતો તેને મળવા જવાને મને બહુ વાર થાય છે. મારી પ્રિયા આગળ ચાલી જાય છે; મને રોકોમા.

સાધુ—બચ્ચા, તેરા પ્યાર સચ્ચા હૈ. તેરા પ્યારકી ખાતર, તેરી પ્રિયાકી ખાતર, ઔર પ્રભુકી ભક્તિકી ખાતર મૈ ઉનકું સજીવન કરતા હું. દેખ!

( પાણી છાંટી સજીવન કરે છે. ઇંદુમતિ આળશ

મરડી ઉભી થાય છે. )

સૌભાગ્ય—કોણુ મારી સજીવન થએલી પ્રિયા ઇંદુમતિ ! આવ વ્હાલી ગળે લાગ. ( ભેટે છે. )

સાધુ—દીર્ઘાયુષ ભવ. દેખ પુત્રી, તેરે બાસ્તે તેરા ભરથાર પ્રાણુ તજનેકી તૈયારીમેં અ. ગયે હતે લેકીન મૈ આયા અને તુજકું સજીવન કીઇ. બચ્ચા તેરે ઉસ્કુ ખરા ભરથાર માનના. ઈસ્કા પ્યાર તેરેપર ચુસ્ત હે. તેરા કરમમેં પ્રથમ દુખ હૈ પણુ પીછેસી બહોત સુખ હૈ. પણુ દેખ દુ:ખકે બખતમેં એક રામકા આધાર રખના.

## ગાયન. ૩૧.

રામકો આધાર સીતા રામકો આધાર હૈ;
જગતપતિ રામકો આધાર હૈ. રામકો૰
સિતા રામકો આધાર હૈ;
જગતપતિ રામકો આધાર હૈ. રામકો૰
હરનીશ દુ:ખમે રામહી જપના;
સુખ દુ:ખમેં આધાર હૈ;
અહરનિશ રામકો આધાર હૈ. રામકો૰
મનુષ્ય પ્રાણી પશુને પંખી;
જગતપતિ એ કીરતાર હૈ. રામકો૰

( સાધુ જાય છે. )

ઇંદુમતિ—પ્રિતમ હું આપની ઘણી આભારી થઇ છુ. પ્રાણુનાથ શું તમે મારા માટે પ્રાણુ તજવાને તૈયાર

થયા હતા ? આ કીકરી આપના ઉપકારનો કિંચીત પણ બદલો વાળવાને અશકય છે.

સૌભાગ્ય–સુંદરી, તારો પ્રેમ જોઈ મને અત્યંત પ્યાર ઉપજે છે. ખરેખર જો તારા પિતા આ વાત કબુલ રાખે તો મારા જેવો આ દુનિયામાં કોઈ ભાગ્યશાળી પુરૂષ નથી.

ઇંદુમતિ–અરે મારા પ્રાણ, આપના પ્રેમથી હું ઘેલી થઇ છું. હવે આ પ્રેમવેલીને સૌભાગ્ય તરૂવર સાથે વીંટાવા ઘો.

સૌભાગ્ય–આવ મારી સજીવન સુંદરી ખુશીથી ભેટ.—

## ગાયન. ૩૨.

ઇંદુમતિ–વાહરે મારા રસીક ભરથાર ( સૌ ) ઓહો.
( ઇં )–વ્હાલા મારા હૃદયના હાર ( સૌ ) હાં, હાં.
( ઇં )–રસીલા રૂપાળા વ્હાલા, છોગાળા છબીલાછેલ.
( સૌ )–શાણી અલબેલી કરો, રંગીલી રસની રેલ.

નયણાં બતાવી મને કામે સતાવી,
ગોરી ઘાયલ કીધો તેં આ વાર.—વાહરે૦

સૌભાગ્ય–સુંદરી હવે તું જા. વખત બહુ થઈ ગયો છે. પરમેશ્વર સરજનહારનો પાડ માનો કે તને આજ ખરા મોતમાંથી ઉગારી લીધી છે. હવે હું જાઉંછું; કારણ કે તમારા પિતાજીને મોઢે વાત જશે તો ભારે ખરાબી થશે. અને જાલમસિંહ પ્રપંચી માણસ છે તે રા-

જાને ખોટુ ભેરવશે. હયો હવે હું રજા લઉ છું.

ઇંદુમતિ–પ્રાણેશ, આપ મારી જોડેજ ચાલો, આ-પણે સાથેજ જઇએ. તમને મારા સમ છે જો તમે મારી સાથે ન આવો તો.

સૌભાગ્ય–હઠીલી હઠ કર મા, મને આમજ જવા દે. ( એટલામાં જાલમસિંહ સિપાઇઓ લઇને સંતાઈ રહે છે. )

## ગાયન ૩૩.

ઇંદુમતિ–ચાલોને ચતુર મૂકીને ચાળા,
વાહ છોગાળા ધન્ય તમને ધન્ય છે.
સૌભાગ્ય–જાવા દીયો હઠ હયો નવ બાળા,
સમ મારા સમ શાણી સમ છે.
ઇંદુમતિ–પ્રેમ બતાવીને, કામે સતાવીને,
જાઓ રીબાવીને, આ.......આ, પ્રાણપતિ
( સૌ ) શાણી સતિ. ચાલોને.
સૌભાગ્ય–( હઠીલી હઠ છોડી દયો )
ઇંદુમતિ–( છબીલા છેલ રહેવા દયો. )
શાણે તલસાવો શાણા છોગાળા,
શર્મ વૃથા શર્મ તમને શર્મ છે.
સૌભાગ્ય–તાબેદાર તમ બાપુના બાળા,
તેથી મારો ધર્મ મારો ધર્મ છે.
ઇંદુમતિ–વાહરે રસીલાજી, છેલ છબીલાજી,
જાઓ હઠીલાજી;

સૌભાગ્ય—આ............આ, ખરી સતિ,
(ઇં. ) વાહરે પતિ. ચાલોને.
(અલબેલી આઘાં રીચે.)

ઇંદુમતિ—મ્હારા પેરાવું હું પ્રેમની માળા,
( સૌ ) વાહરે વાહ ધન્ય તમને ધન્ય છે.

સૌભાગ્ય—અલબેલી કરો આમ શું બાળા,
( ઇં ) વાહ છોગાળા ધન્ય તમને ધન્ય છે.
જાવા દીચે સતિ ( ઇં ) છોડો હઠ પતિ,
જાણી તમ ગતિ;
આ.........આ, શુદ્ધ સતિ નાર,
પુર્ણ પતિ પ્યાર. ચાલોને.

(ઇંદુમતિ જાય છે અને પાછળથી સૌભાગ્ય જવા માંડે છે એટલામાં જાલમસિંહ બુમ પાડે છે.)

જાલમસિંહ—પકડો આ રાજયદ્રોહી નિમકહરામને.

સૌભાગ્ય—મને રાજયદ્રોહી કહેનાર કોણ છે? (તરવાર ખેંચે છે. સિપાઈ પકડે છે.)

## પ્રવેશ ૧૨.

સ્થળ ગરબડશાનું ઘર.

પાત્ર ગરબડશા, દીવાળી, અને પાછળથી સુરો, ધીરસિંહ અને વીરસિંહ.

ગરબડશા—જે કેશડીયા નાથ! માડુ દીકડુ હતડવાડ દેવાડું કાઢયું છે, અને તેમાં રૂપિયા દોડ લાખનો ટડાકો માડયો છે. માડા બેટા દેવાડાનીતો ખૂબી જ

ન્યારી છે. સાધુ, સંત, ડોશી, ડગરાં, અને વેપારી-ઓનાં નાણું ખઈ જવાનો એ બહુ સડશ ઉપાય છે. (દીવાળી તરફ) કેમ અલી ખોટું કડયું છે.

દીવાળી—(ગુસ્સે થઇને) બળ્યું તમારૂં દેવાળું અને બળ્યા એ હરામના રૂપિયા! નાત જાતમાં આબરૂ ખોવી અને બાપદાદાની આબરૂને કલંક લગાડી અર્ધમના પૈસા હજમ કરવા તે કરતાં તે ગરીબ સ્થિતિમાં રહેવું હજાર દરજ્જે સારૂં છે, અર્ધમનો પૈસો ખાઇ ફૂલી જનાર આખરે ખરા નર્કનો અધીકારી થાય છે, તેમ તમે ખુશી થાઓછો પણ તમારી કરણી જેવાં ફળ પરમેશ્વર તમને આપશે.

ગરબડશા—(ક્રોધીત થઇને) આલ્યા: આલ્યા; પડમેશડ શું આપટોટો! એવો ટો હાડો કેવો પડમેશડ છે! મોટી ટાલેવનની ડીકડી આવી છે. રાંડને કાંઈ કામ ધંધો જોઇને. જા જા ઘડમાં જઇને કામ કડ.

(દીવાળી ગુસ્સો કરી ઘરમાં જાય છે. ગરબડશા સુઇ જાય છે અને થોડી વારે સુરો, ધીરજસિંહ અને વીરસિંહ ગરબડશાના ઘરમાં બારણું ઉઘાડી પેસેછે.)

સુરો—અરે ધીરસિંહ આ વાણીઆને ઉઠાડ અને કહે કે બચ્ચા પૈસા બતાવ નહિ તો માર્યો જઇશ.

ધીરસિંહ—સુરાજી કદાચ લાત મારતાં વાણીયો જાગી ઉઠશે અને બૂમ પાડશે તો આપણે પકડાઈ જઇશું માટે જે કામ કરવું તે કામ જોઈ વિચારીને કરવું અને લાત માર્યા વગર તેને ઉઠાડવો.

સુરો—અરે એમાં જાગી ઉઠશે તો શું થવાનું છે. આપણે કદાચ પકડાઇશું તો આપણને ખાસ સૌભાગ્યચંદ્રે મોકલ્યા છે તો બીજું કોણ પકડનાર છે. [ ગરબડ થવાથી ગરબડશા જાગી ઉઠે છે અને સૌભાગ્યનું નામ સાંભળી ચમકે છે અને બુમ પાડવા જાય છે. ]

વીરસિંહ—અરે ગરબડશા, કંઇ પણ ગરબડ કર્યા વગર જેટલું ધન હોય એટલું અમારે હવાલે કર નહિતો માર્યો જાઇશ અને અમારે જોર જુલમથી લેવું પડશે.

ગરબડશા—ઓ બાપજી, ભાઇશાબ માડસો નહિ. મેડબાન માડી પાસે તો કશુંએ નથી.

સુરો—કશુંએ નથી, નથી બતાવતો ! લુચ્ચા હરામના પૈસા હજમ કરનાર દગાખોર વણીક આજ તને છોડનાર નથી. ચાલ બતાવે છે કે નહી.

(મારવા માંડે છે.)

ગરબડશા—ભાઈ સાબ બાપડે મડી ગયો માડા બાપ, બાપજી માડી પાસે તો પાઇભારે ધન નથી.

સુરો—ધીરસિંહ, આ બકબક કરતા વાણિયાના મોઢ તોબરો ચઢાવી દો એટલે બોલે નહિ ને બોલેતો ચાબુક મારજો હું તથા વીરસિંહ ઘરના સઘળા પટારા ખોલી જેટલું ધન હશે એટલું ધન કાઢી લાવીએ છીએ. ( જાય છે. )

ગરબડશા—બાપજી તોબડો ન ચઢાવસો હું ગરીબ છું. નહી બોલું ભાઈસાબ મને જવા દો.

ધીરસિંહ—ચુપ કર નીચ ( તોબરો ચડાવે છે. )

ગરબડશા-(સ્વ) આ બહારવટીયા કશું છોડનાર નથી પણ અમારી પાઘડી હેઠે રહી ગઈ છે. તે લઇ લઊં કે જે પાંચ રૂપિયાનો તોરો બચ્યો એ ઠીક (પ્રકાશ) અડે ભાઇસાબ, જરા પેલી પાઘડી માડા માથા ઉપડ મુકોને.

વીરસિંહ-હવે પાઘડીતો પહેરાતી હશે!

ગરબડશા-અડે બાપજી. એટો હું જડા જોઉ કે કેવો રૂપાડો લાગુછું (પાઘડી મૂકેછે. થોડીવારે સુરો અને વીરસિંહ બધુ ધન લઇને આવેછે. અને જતા જોઇ ગરબડશા ગભરાઇને તોબરો કાઢી નાંખેછે અને સુરાનો હાથ ઝાલેછે.

## ગાયન ૩૪.

ગરબડશા.

ઓ બહારવટીયા ભાઈ, તમને અંબામાના હમ;
થોડુ તો મને પાછું આપો, ખાવા જેટલુ ધન; ઓ બ૦
અંબામાના હમ, તમને બહુચરમાના હમ.
તમને ૯દરકાળી ખાય, હાય જર મારૂં જાય; ઓ બ૦
ચિત્ત ચરર થાય, હાય લાગી મુને લાય;
કરો શું હાય, તમે નાણું એ હજમ. ઓ બ૦

સુરો—

ચુપ કર ઓ ગમાર, તે કીધા છે લાચાર;

ગરબડશા—

ઘણો ગરીબ આ વાર, દુઃખી છું હું તાબેદાર;
આમ શું થાઓ ક્રુર જાણે મોટા જમ. ઓ બ૦

સુરો–તું છું ગુન્હેગાર, લેખાને તું માર;
થા દૂર કંગાળ, ( ગરબડશા ) શું કરો નિરાધાર;
આમ શું મારો મુક્કી, તમે મને ધમ્મ. એ ૭૦
( ગરબડશાને તરછોડીને સુરો તથા ધીરસિંહ અને વીરસિંહ જાય છે. ગરબડશા એકલો ઘરમાં રડતો બેશી રહેછે. સુરો જઇને જાલમસિંહને મળેછે અને કહ્યા મુજબ સૌભાગ્યના ઘરમાં દાગીના નાંખી આવેછે. પછી જાલમસિંહ તે દાગીના ગરબડશાના ચોરીએ ગએલા છે તેમાંના છે એમ કહી લઈ આવેછે. અને કચેરીમાં રજુ કરે છે. )

## પ્રવેશ ૧૩.

### સ્થળ—કચેરી.

પાત્ર—રાજા, પ્રધાન, સભાસદો, સીપાઇઓ વિગેરે.

( સઘળાં બેઠેલાં હોય છે એવામાં ગરબડશા બોલે છે. )

ગરબડશા–( બોલે છે ) ફડીયાદ, ફડીયાદ, સાહેબ ફડીયાદ છે.

સિપાઇ–( પ્રવેશ કરીને ) સાહેબ, ગરબડશા શેઠ ફરીયાદ કરવા આવેલા છે.

ભોપાળસિંહ–જા, સત્વર પ્રવેશ કરાવ. ( સિપાઇ નમન કરીને જાય છે. પ્રધાન પ્રત્યે ) પ્રધાનજી આપણા રાજ્યમાં વળી શો ગોટાળો ઉભો થયો છે કે મહાજન લોકો ફરીયાદ કરવા આવ્યા છે.

પ્રધાન–નેકનામદાર રાણાશ્રી, એ ઘણી આશ્ચર્યની વાત છે. હું પણ તે વિષે કંઈ જાણતો નથી. ( એવામાં ગરબડશા બુમો પાડતો પાડતો પ્રવેશ કરે છે.)

ગરબડશા–હાય હાય, બાપલા, મારૂં તો નખોદ ગયું મરી ગયો મારા બાપલા.

ભોપાળસિંહ–કેમ શેઠ તમારાપર શી આફત આવી પડી છે? જે હોય તે સત્વર જણાવો.

ગરબડશા–મહારાજા મારૂ તો સત્યાનાશ ગયું. મારૂં તો સર્વસ્વ ગયું. હું નિરાધાર થઇ પડયો છું.

ભોપાળસિંહ–શેઠ કાંઇ પણ વધારે ન બોલતાં તમારૂં શું ગયું છે. તે સત્વર જણાવો.

ગરબડશા–મહારાજ, ગઈરાત્રે આશરે અગીઆર બાર વાગ્યાના સુમારે મારા ઘરમાં બહારવટીઆ લોકો ઘુસી આવ્યા હતા, અને મારી પાસેથી મને મારી મારી જેટલું દ્રવ્ય હતું તે લઇ લીધું, અને મારી અવસ્થા કંગાલ કરી નાંખી ( કપાળે હાથ દઈ) મારૂં શું થશે બાપલા.

ભોપાળસિંહ–આ ઘણી આશ્ચર્યકારક વાત છે. શહેરના મોટા લત્તાઓમાં ચોકી પેરા હોવા છતાં શું બહારવટીયા લોકો આટલો જુલમ કરી પૈસા લઇ જાય છે! એ ઘણું અસંભવિત છે. એ બાબતમાં કાંઈ પણ કાવતરૂ હોવું જોઇએ. મને પુરતો શક છે કે આ લૂટ આપણા રાજયના કોઇપણ સરદારે લક્ષ્મીના લોભે બહારવટીઆ જોડે મળી જઇ કરાવી હોવી જોઇએ.

( ગરબડશાહ પ્રત્યે ) શેઠ, તમને કોઈ પણ સરદાર ઉપર શક છે?

ગરબડશા–મહારાજા શક શો લાવું મારા કપાળ-ના? એ લોકોએ સાફ સૌભાગ્યચંદ્રનું નામ દીધું હતું વધારે શું કહું?

ભોપાળસિંહ–શું સૌભાગ્યચંદ્રનો આ બાબતમાં પણ હાથ છે! ઉપરથી સાધુ જેવા દેખાતા પણ મનમાં પુરો પ્રપંચ રમતા રે કમ અક્કલ છોકરા, તારા પાપ-નો ઘડો ફુટયો છે. પણ શેઠ, એ વાતનો પુરાવો મ-ળવો જોઇએ.

જાલમસિંહ–( પ્રવેશ કરીને ) પુરાવો આ રહ્યો. ( અને સૌભાગ્યના ઘરમાં કપટથી નાંખેલા દાગીના બતાવીને ) મહારાજા ગરબડશા શેઠના દાગીના સૌ-ભાગ્યચંદ્રના મહેલમાંથી મળી આવ્યા છે, અને તે વા-તનો પુરતો પુરાવો આપેછે.

ભોપાળસિંહ–[ સ્વગત ] ખરેખર જેને હું મારા વિશ્વાસનું પાત્ર ગણતો હતો તેમાં હું પુરેપુરો ઠગાયો છું. જાલમસિંહ, એ ચંડાળ છોકરાને પકડી લાવો.

જાલમસિંહ–મહારાણા, બહાર હાજરજ છે. [ સી-પાઇઓને] સીપાઇ, સૌભાગ્યને હાજર કરો. [ સીપા-ઇઓ સૌભાગ્યને હાજર કરેછે.

સૌભાગ્ય–( નમન કરીને ) પૂજ્ય પિતાતુલ્ય મ-હારાણા આ દાસ ઉપર આપનો શો હુકમ છે? મને વિના કારણે શા માટે કેદ કર્યો છે તે હું જાણી શકતો નથી.

ભોપાળસિંહ—અરે નિમકહરામ છોકરા, આ તું શું બકેછે? તારાં કાળાં કૃત્યો દુનિઆમાં પ્રકાશીત થયાં છે. બોલ, તું બાદશાહને મળવા ગયો હતો કે નહિ? અને બહારવટીઆની મદદમાં મળી જઈ આ ભોળા શેઠના ઘરમાં ખાતર પડાવ્યું હતું કે નહિ?

સૌભાગ્ય—( સ્વગત ) ખરેખર મહારાણાને કોઇએ મારે વિષે જુઠુ ભેરવેલું હોય એમ લાગે છે. અહાહા! પ્રભુ! તું શું કરવા બેઠો છે. ( નીચુ જોઈ રહેછે. )

ભોપાળસિંહ—(ગુસ્સામાં) અરે નિમકહરામ કેમ બોલતો નથી? નીચુ કેમ જોઈ રહ્યો છે? બોલ આ વાત ખરી કે ખોટી? કેમ જવાબ આપતો નથી. તારે તારા બચાવમાં જે કહેવું હોય તે કહેવાની રજા છે.

સૌભાગ્ય—રાણાશ્રી એ વાત તદન જુઠી છે. પાપી-આનો પ્રપંચ છે. હું નિર્દોષ છું નિર્દોષપર વચન પ્રહાર કરોમાં.

ભોપાળસિંહ—અરે નિમકહરામ છોકરા! શું હજુ પણ તું અસત્ય બોલેછે. તું ધારેછે તેમ તારા કાલાવાલા, તથા આંસુથી મારૂ હૃદય કદી પણ પીગળનાર નથી. અરે નિમકહરામ સરદાર, તારૂં નિર્દોષીપણું તદન ખુલ્લુ પડી આવ્યું છે. હું તને મારા પુત્ર તરીકે ચહાતો હતો, અને નાનપણથી ઉછેરી મોટો કર્યો તેનો શું તું મને આ બદલો આપેછે? ધિક્કાર છે! કુળાંગાર, તેં તારા પિતાના નામને કલંક લગાડયું છે, તારા પવિત્ર પિતાને પેટ તું પથ્થર જન્મ્યો છે. અરે કલંકિત ચંદ્ર

તેં તારા સુરાતન ઉપર ધુળ નાંખી છે. બોલ સાચું બોલ તું ત્યાં ગયો હતો કે નહિ ?

**સૌભાગ્ય**–( નિશ્વાસ નાંખે છે. ) મહારાણા, ક્ષમા કરો, મને વાકયોના કઠણ મારથી ઘાયલ ન કરો. હા ! તમારા સ્વભાવે આજ વિચિત્ર રૂપ ધારણ કર્યુંછે. ભોળા રાણા વિચાર કરો વિચાર કરો ? પાપીઓના પ્રપંચમાં ફસી નિમકહલાલ સરદારને ખોવા તૈયાર થયેલા, અરે ભોળા રાણા, તમારે આખરે પસ્તાવું પડશે. તમારે પુરેપુરી ખુવારી ખમવી પડશે. જયારે એવો વખત આવશે કે તમારે તમારા સાહસ કૃત્યથી પસ્તાવું પડશે, ત્યારે મારાં વાકયો તમને યાદ આવશે. શું હું મારી જન્મભુમિના લોકો પ્રત્યે તથા મારી જન્મભુમિ પ્રત્યે બે વફા થઇ મુસલમાન લોકોને મદદ કરૂં તેવું શું તમે ધારોછો ! ના, ના, એ કેવળ અસંભવિત છે. પરમેશ્વર મારી પાસે એ કામ ન કરાવે. સૌભાગ્યે જેનું લુણ ખાધું તે હરામ કેમ કરે.

**ભોપાળસિંહ**–બસ કર, તારી લવારી બંધ કર, તારા જટાદાર ભાષણથી મારૂં મન કદી પણ પીગળનાર નથી, રાજયદ્રોહી તરીકેની દેહાંત દંડની શિક્ષા ખમવી પડશે. તેમાં લેશ પણ ફરક પડવાનો નથી રાજય દ્રોહીને શિક્ષા કરવામાં ભોપાળસિંહની સમશેર તૈયાર છે. ( એટલું બોલતાં ગુસ્સામાં મ્યાનમાંથી તરવાર કાઢે છે; વિજળી સમાન તરવાર ચકચકાટ કરતી બહાર નીકળે છે, અને ભોપાળસિંહ સૌભાગ્યને મારવાં જતાં

નવીનચંદ્ર રોકી રાખે છે.)

નવીનચંદ્ર—મહારાણા શાંત થાઓ. સાહસ કામ કરવાથી પસ્તાવું પડશે. ન્યાયને ન્યાયના રસ્તે જવાદો.

ભોપાળસિંહ—નવીનચંદ્ર, તું મારા ઇનસાફની વચ્ચે આડો આવે છે તેથી હું ઘણોજ નારાજછું. (સૌભાગ્ય તરફ) અરે ભાગ્યવાન સરદાર તું મોતના પંઝામાંથી બચ્યોછું.

સૌભાગ્ય—મહારાણા, મરવાને તૈયાર છું. ક્ષત્રી પુત્ર કદી પણ મરણ ભયથી બીનાર નથી. હું મારૂ ભાગ્ય સમજુંછું કે મારૂ મોત તમારે હાથે થાયછે. મારા મિત્ર નવીનચંદ્ર નાહક હઠ કરેછે. પણ દીલગીરી માત્ર એટલી થાય છે કે રાજ્યદ્રોહી તરીકેનું કલંક લઈ મરૂછુ. પણ નહિ, સત્ય માનજો કે આખરે સત્યનો જય થશે. પાપ ડુબશે, સત્ય તરશે. રાણાશ્રી આપને હું વધારે કહેવાને ઇચ્છતો નથી પણ મરતી વેળા મારા મનના સુઝ્યા વિચારોથી જે કાંઈ બોલું તે બોલતા પહેલાં આપની માફી માગુંછું. રાણાશ્રી એટલું તો યાદ રાખજો કે દુનિઆમાં લીંબવૃક્ષ હજારો નજરે પડશે પણ શુદ્ધ સુખડનાં વૃક્ષ તો જવલેજ જોત્રામાં આવશે. આ સૃષ્ટીમાં અનેક જાતના પાષાણ જોશો પણ પારસમણી તો ભાગ્યેજ જોશો. તેમ દુનિઆમાં નિમકહરામ અને પ્રપંચી માણસ વધારે મળી આવશે. પણ વફાદાર અને સ્પષ્ટવક્તા તો ભાગ્યેજ મળી આવશે. હલકો માણસ ઉંચી પદવીએ ગમે એટલો ચઢે પણ જાતતેવી

ભાત જણાઈજ આવશે. આંબાના ઝાડની સોડમ જુદીજ પડશે. કાંદાને ચંદનના કયારામાં કેસર કસ્તુરીનું ખાતર પુરાં વાવશો અને સુવર્ણના બેડાથી ગમે એટલુ સ્વચ્છ તથા સુગંધીદાર પાણી સીંચશો તોપણ પરિણામે તો એનો એજ કાંદો કદી પણ તેનો જાતિ સ્વભાવ તજી દઈ દુર્ગંધ માર્યા વગર રહેનાર નથી. કોયલાને હજારોમણ સાબુથી ધોશો પણ તેઓ તેમની કાળાશ તજનાર નથી. તેમ સોબત તેવી અસર થશે. પાપ નહિ કરો તો પણ પાપીની સંગતથી પાપના છાંટા પણ ઉડશે. વાદળાં સૂર્યને ગમે એટલાં ઢાંકે પણ સૂર્યનો નાશ થનાર નથી તેમ પ્રપંચી માણસો તેમની ગમે એટલી કપટ જાળ પાથરે પણ સત્યનો નાશ થનાર નથી. ( દીલગીરીથી ) પણ લાચાર, હાલમાં કાંઈ વળે તેમ નથી. તમારી આંખે અંધકારના પડદા વળ્યા છે. તમારા જ્ઞાનતંતુઓ નિર્બળ થઇ ગયાં છે. અફસોસ ! અત્યારે તેમાંનું કંઈ બને તેમ નથી. તમે મને જે સજા ફરમાવો છો, તે સજા ઉઠાવવાને હું તૈયાર છું. હવે હું આ કંટાળા ભરેલી દુનિઆમાં વધુ રહેવાને ઈચ્છતો નથી.

ભોપાળસિંહ—અરે બેવકુફ છોકરા ? તું શું મને મુર્ખ સમજે છે ? જે માણસના અંતઃકરણમાં પાપ હોય છે તેમની જીભ બહુ લાંબી ચાલે છે. પણ હવે હું તારૂં કશું પણ સાંભળનાર નથી. ( જાલમસિંહ પ્રત્યે ) જાલમસિંહ, આ નિમકહરામને લઇ જાઓ અને તોપને ગોળે ઉડાડી મુકો.

ઇંદુમતિ–( રડતી રડતી ) પિતા, વહાલા પિતા, દયા કરો, છેક ક્રુર ન થાઓ, મારા સૌભાગ્ય રક્ષકનો પ્રાણ ના લ્યો. ( સૌભાગ્યચંદ્ર ઇંદુમતિને ભેટવા દોડે છે પણ જાલમસિંહ પકડી રાખે છે અને ઇંદુમતિને તેનો પિતા ભોપાળસિંહ દુર રાખે છે. )

ગાયન. ૩૪.

તાત શું હઠીલા થાઓરે, બાપુ જરી મહે....ર કરો;
રડી કહું કરગરી હું, બાપુ જરી રહેમ ધ....રો.
પુત્રીના પિતાજી તમે, દોષ સૌ માફ ક....રો, ટેક.
સુખ સૌ પુત્રી તણું, અસુર થઈ શું હ....રો. ટેક.

ભોપાળસિંહ–અરે નાદાન છોકરી, અરે ઉદ્ધત છોકરી, તેં મારી આજ્ઞાનું ઉલંઘન કરી સ્વતંત્રપણે છુટ લીધી છે. જોકે તારો તેના પ્રત્યે ગમે એટલો પ્યાર હશે પણ એક રાજ્યદ્વેષિ સાથે કદી પણ પરણવાની કબુલાત આપનાર નથી. અરે મુર્ખ છોકરી, તને નાનપણથી લાડમાં ઉછેરી તારી મરજીમાં આવે તેમ કરવા દીધુ તો તે સ્વતંત્રતાનો તું શું મને આ બદલો આપેછે? ખરેખર મારી મોટી ભૂલ થઇ છે. એમાં મારો મોટો દોષ છે. અરે મુર્ખ છોકરી મનના મીઠા એક સરદાર જોડે તું શું તેના વચનથી પ્યારમાં પડી ગઈ.

ઇંદુમતિ–પિતા. વિચાર કરો, મારા પ્રાણેશ તેવા નથી. તે રાજ્યદ્રોહી તથા પ્રપંચી ઠરે તે કેમ માની શકાય? પિતા, એ બધું તર્કટ છે. મારા પ્રાણેશ કપટી

નથી, અને તેમની જોડે પ્યાર બાંધવામાં મેં શું અઘટીત કર્મ કર્યું છે ? કાંટાની વાડમાંથી ગુલાબનું ફુલ ચુંટી લીધું છે. ધૂળમાં રગદોળાતા રત્નને ઉંચકી લીધું છે. પાષાણુમાંથી હીરો જડી આવ્યો છે. પિતા, એમાં મારો દોષ નથી. આ રાંક પુત્રીએ આપની આજ્ઞાનું કદી પણ ઉલંઘન કર્યું નથી.

ભોપાળસિંહ–અરે ઘેલી પુત્રી, તું આ શું બોલેછે. તું એના જાદુથી ભોળવાઇ છું; અને એક રાજ્યદ્રોહીને પરણી છું. પણ લાચાર, તારા સુખનો નાશ કરતાં તારી માતાનો ચેહેરો મારી નજર આગળ આવીને ઉભો રહે છે. તેથી મને તારી દયા આવે છે. અરે ઉછાંછળી છોકરી પણ આખરે તને પસ્તાવો થશે. તું આ વખતે મારા ન્યાયમાં વચ્ચે આવી છું. (સૌભાગ્યચંદ્ર તરફ) અરે નિમકહરામ સરદાર, હું તને હુકમ કરૂં છું કે તારે એકદમ મારા દેશની હદ બહાર ચાલ્યા જવું. ( સીપાઇઓ તથા નવીનચંદ્ર ઉભા રહે છે. રાજા તથા કચેરી બરખાસ્ત થાય છે. )

ઇંદુમતિ–( રાજા જવા માંડે છે તેને બાઝીને ) પિતા, આમ ન કરો, સાહસ ન કરો.

ભોપાળસિંહ–( તેને તરછોડીને ધકકો મારતાં ) ચાલ દૂર રહે નાદાન છોકરી હું તારૂં કાંઇ પણ સાંભળનાર નથી. ( રાજા જાય છે અને ઇંદુમતિ હાય હાયનો પોકાર કરી સૌભાગ્યચંદ્રના હાથમાં પડે છે. )

સૌભાગ્યચંદ્ર–( ઇંદુમતિનું માથુ ખોળામાં લઇને)

પ્રિયા, વ્હાલી પ્રિયા, મારી મધુર પ્રિયા, મને રજા આપ. નાહક ચિંતા શું કરવા કરે છે? પાષાણપર પાણી રેડતાં પથ્થર કદી પણ પીગળનાર નથી. તેમ તું ગમે તેટલાં આંસુ પાડીશ, તોપણ તારા પિતાના હૃદયમાં દયાનો અંશ પ્રાપ્ત થનાર નથી. આપણા નશીબમાં સુખ લખ્યું હશે તો મિથ્યા થનાર નથી. ફીકર રાખ મા, સત્યનો બેલી સરજનહાર કયાં જતો રહ્યો છે ? સત્યનો જય થશે. સત્ય તરશે, પાપ ડુબશે. પ્રપંચીને પ્રપંચની શિક્ષા ભોગવવી પડશે. ( નિસાસો નાંખીને ) પ્રિયા, મધુર પ્રિયા તારૂં મુખ કયારે જોઇશ? સુંદરી સાવધ થા મારે જવાને માટે વખતની મુદત ઘણીજ થોડી છે. ચોવીસ કલાકની અંદર મારે ઘણા ગાઉ દુર જવાનું છે. જીવીશું તો મળીશું.

( ઈંદુમતિ બેભાન અવસ્થામાં બોલે છે. )

## ગાયન. ૩૫.

ઈંદુમતિ—

ચિંતાની ચીતા મારા મને સળગાવીરે,
હોળી પ્રગટાવીરે, તાત થયા શું ક્રુર હાયરે—ચિં૦
શાને પિતાજી પ્યારા દયા નવ આવીરે,
મુને રઝળાવીરે, જીવતર એળે જશે હાયરે—ચિં૦

સૌભાગ્ય—

પ્રિયા પ્યારી શાન્ત તું થાનેરે,
રસિલી સમજી જાનેરે. ચિં૦

ઈંદુમતિ—

લલિત લટકાળા લાલા, પીયુ મમ વ્હાલારે, (૨)

બળે છે ભડકે મમકાયરે. ચિં૦

( ઇંદુમતિ ઉભી થઈ સૌભાગ્યને કંઠે બાઝે છે. )

સૌભાગ્યચંદ્ર—પ્રિયા, રસીલી પ્રિયા, મારા મધુર ગુલાબ, હાલ તું અહીં રહે હું પરદેશમાં જઇ મારૂં નશીબ અજમાવીશ. તારૂં નામ મુખે જપતો જયાં ત્યાં ભર જંગલમાં રઝળતો ફરીશ. પ્રિયા, તારા મધુર નામને યાદ કરીશ.

ઇંદુમતિ—પ્રિતમ, વ્હાલા પ્રીતમ. તરૂવરથી વેલડીને અળગી કરો મા. મને આપની સાથે આવવા દો. પિતાના પ્યાર વગર આ રાજભુવન મને સુન્ય શ્મશાન જેવું લાગે છે. મને આપની સાથે લ્યો. પ્રિતમ, વિખુટી ન કરો.

સૌભાગ્યચંદ્ર—મારી મનહરણી મુગ્ધા, તું અહીં રહે. ભર જંગલનાં દુઃખ તારાથી કેમ સહેવાશે ! ચુંબન કરીને, મારી મીઠડી, વનના વિક્રાળ પશુઓના હૃદય ભેદક શબ્દો સાંભળી તારૂં અંતઃકરણ કેમ સ્થિર રહેશે. માટે પ્રિયા, મારૂ કહેવું માની તું અહીંઆજ રહે. હવે તું મને રજા આપ.

ગાયન. ૩૬.

ઇંદુમતિ—

નાથ નવ જશો છોડી મુને હાયરે,
સ્વામીનાથ, લીયોને સાથ, દારા અનાથ;
આવું સંઘાથ, પ્રીતમ શું તજાયરે. નાથ૦
ક્રુર કેમ થશો, મુકી ન જવાયરે,
આશા રંગ, કરો ન ભંગ, સ્વામી સંગ;
ધરી ઉમંગ, રહીશ સંગ સદાયરે. નાથ૦

**સૌભાગ્યચંદ્ર**–પ્રીયા, હઠ કરમાં, વડીલની આજ્ઞા માંથે ચઢાવવી જોઇએ. પ્રીયા, તને મારા સમછે. મારી છેલ્લી માગણી સ્વીકાર.

**ઇંદુમતિ**–પ્રીતમ. સમ ખાઈ સબળા ન થાઓ. તમારી બહુ હઠ છે, તો આપની આજ્ઞા સ્વીકારૂં છું. (રડે છે) પ્રીતમ પણ યાદ રાખજો કે પાપીઓના પ્રપંચમાં હું પણ ફસાઇ પડીશ. પ્રાણનાથ, ભર યૌવનમાં વિહ્વળ થયેલી મુકી, ખરે શું તમે જશોજ ! (ખભાપર માંથુ મુકી રડે છે, સૌભાગ્ય તેને ચુંબન કરીને.)

**સૌભાગ્યચંદ્ર**–પ્રિયા, તું રડ મા. હું તને કદી પણ વીસરનાર નથી.

### ગાયન. ૩૭.

તું રોમા પ્યારી રે, જઇ વિદેશે તુને બોલાવું,<br>
ત્યાં સુધી રહે તું ધીર ધારી—ટેક.<br>
દુઃખ વિડારક, ભય સંહારક, રામ રૂપ સંભારો;<br>
વન વન ભટકું, કદીન ભુલું, રહીશ સદા હું તારો.<br>
તું રોમા૦

---

**પ્રથમ અંક સમાપ્ત.**



# અંક બીજો.

## પ્રવેશ ૧.

### સ્થળ—ઇંદુમતિનો મહેલ.

પાત્ર-ઇંદુમતિ અને પાછળથી પ્રતાપ અને નવિનચંદ્ર.

### ગાયન ૧.

ઇંદુમતિ-પ્રીયે પ્યારો ગયો મારો,
દુઃખીવારો અરેરે થયો;
જીવન ક્યારો, પ્રીતમ પ્યારો,
થઇ ન્યારો, અરે રે ગયો.
ચંદ્ર વિનાની ચાંદની, જીવ વિનાની કાય;
જળ વિણ ઝુરે માછલી. ભવ દુઃખીયારો થાય.
પ્રીત પ્યારો, નયન તારો,
જીવન મારો, ક્યાં જઇરે રહ્યો;
ભવમારો, કરી દુઃખીયારો,
પિતાજીએ વૈભવ તો હર્યો.

( એટલામાં પ્રતાપ અને નવિનચંદ્ર આવે છે અને ઇંદુમતિને રડતી જોઇને. )

પ્રતાપ-મારી વ્હાલી બ્હેન, મારી શાણી બ્હેન, તું શાંત થા. સોચ કરમા પ્રભુની ઇચ્છા બળવાન છે. પ્રભુને જે ગમ્યું તે થયું ! હવે નાહક શોક શા માટે કરે છે. મારી વ્હાલી બ્હેન રડમાં. તારૂં રૂદન સાંભળી મારૂં કલેજું કપાઇ જાય છે. પરમેશ્વરના આગળ મ-

નુષ્યનો કંઇ પણ ઈલાજ ચાલતો નથી.રાયને રંક બનાવી દે છે; પળવારમાં તરૂનો મેરૂ કરે છે. માટે સંકટ સમે ધીરજ રાખો, બ્હેન યાદ રાખો કે આખરે સત તરશે, પાપ ડુબશે, અને પ્રપંચીઓને તેમના કુડા કર્મનું ફળ ચાખવું પડશે.

ઇંદુમતિ–ભાઇ, વ્હાલા ભાઇ; પણ શું મારા પ્રાણેશ નિમક હરામ થાય અને રાજ્ય તરફ બેવફાદારી બતાવે એ સંભવીત છે ?

પ્રતાપ–( ગુસ્સાથી) કદાપી નહિ. પૃથ્વી રસાતાળ જાય સાગર માઝા મૂકે;અમૃત સુધાથી પ્રાણી મરી જાય; પાણીથી આગ સળગે; અને ચંદ્ર સૂર્ય પોતાનું સત્ય છોડે તોપણ સૌભાગ્યચંદ્ર અસત્ય વકતા અને નિમક હરામ થનાર નથી. મનેતો પુર્ણ ખાત્રી છે કે સૌભાગ્યચંદ્ર નિર્દોષ છે. પણ હાલ આપણા બોલવા તરફ કોણ ધ્યાન આપે તેમછે! હાલતો કંઈ પણ બોલીયેતો રાજાજી આપણું કહેવું કાને ધરનાર નથી. હાલ જાલમસિંહનું જોર રાજ્યમાં ઘણું વધી ગયું છે. રાણાશ્રી તેના હાથમાં ફસાઈ પડયા છે. માટે હાલ ચુપકી રાખી જે થાય તે મુંગે મોંઢે સહન કરવું સારૂં છે.

ઇંદુમતિ–ભાઈ, મારા પિતા કાનના કાચા અને ભોળા છે. નહિતો પોતાના જમાઇને કંઈ પણ તપાસ કર્યા વિના દેશ નિકાલની સજા કરી પુત્રીના સુખને સળગાવી મુકે !

પ્રતાપ–બ્હેન, હવે કલ્પાંત કરવાથી શું વળવાનું

છે? થવાની થઇ ગઇ ! આ દુનિયામાં હાલ પાપીઓ, પ્રપંચીઓ અને અસત્ય વક્તાઓનોજ જય છે ખરા સંત સાધુનો કોઈ પણ ભાવ પૂછતું નથી; પણ પાખંડી અને ઢોંગી લોકો જયાં ત્યાં પૂજાય છે, પણ જે વધારે કરે તે થોડાને માટે. આખરે પાપનો ઘડો વધારે ભરાતાં ફુટી જશે; અને તેમનો પ્રપંચ ખુલ્લો થશે. બ્હેન, હવે હું સૌભાગ્યચંદ્રની પાછળ જાઉં છું. પણ હું તને આ દવાની બુટ્ટી આપતો જાઉંછું તે દરેક જાતના વ્યાધિ ઉપર અસર કારક છે. માટે તું તેને તારી પાસે રાખજે. (બુટ્ટી આપે છે.)

ઇંદુમતિ–ભાઈ, વ્હાલા ભાઇ. શું તું પણ મને નિરાધાર મૂકી જાય છે? તું મને કોની સંભાળ તળે મૂકી જાય છે?

પ્રતાપ–મારી વ્હાલી બ્હેન, રડમા, મારે મારી મિત્ર ફરજ બજાવવી જોઈએ. આ નવિનચંદ્ર છે તે તમારી સંભાળ લેશે. તેમનામાં અને મારામાં અંતર ગણુશોં નહિ. મારી વ્હાલી બ્હેન રૂદન કરમા ઇશ્વર સૌ સારાં વાનાં કરશે. શ્રીહરી ઉપર આધાર રાખ.

## ગાયન ૨.

પ્રતાપ—એ બ્હેની જાઉંછુ આજ તુને હું ત્યા—ગી,
ઇંદુમતિ–પ્રીતમ પાછળ હું ભ્રાત બની વેરા—ગી;
શું જાશો, (પ્રતાપ) નવ થાશો,
પ્રતાપ—દુઃખી દીલમાં બ્હેન આશીશ માગી.–એબ્હેન

ઈંદુમતિ-કમનશીબની થઈ ભ્રાત અરે હીણુ ભા—ગી,
શોકાગ્રી જવાળા હાય અંતરે લાગી-ઓબ્હેન.

## પ્રવેશ ૨.

### સ્થળ—જંગલ.

પાત્ર. કનકસેન, સમરસિંહ, અને પાછળથી પ્રતાપ છેવટે શીકારીઓ.

કનકસેન-સમરસિંહજી આપણે આટલે બધે દુર આવી પહોંચ્યા છીએ પણ હજુ સુધી કંઇ પણ શિકાર મળતો નથી. વળી મધ્યાન્હનો સમય થયો છે. તાપ ઘણો પડે છે. ઘોડાઓ દોડવાથી થાકી ગએલા જણાય છે. વળી આપણા માણસો પણ પાછળ રહી ગયા છે માટે તે આવે ત્યાં સુધી રાહ જોવી જોઇએ. માટે, ચાલો આ સામે આવેલા ઘટાદાર સુંદર વૃક્ષની છાયા નીચે જરા આરામ લઇએ.

સમરસિંહજી-જેવી મહારાણાશ્રીની આજ્ઞા. મહારાજ, આપણા માણસો શિકારની ખોળમાં છે ને તે આવતા હશે માટે થોડીવાર વિશ્રાંતી લેવાનું દુરસ્ત ધારૂંછું. ( પાથરણું પાથરી બે જણા બેસે છે. )

કનકસેન-તાપ શો સખ્ત પડે છે ! સૂર્ય પોતાના બળતા કિરણો આ દુનિયાની ઉપર કેવી રીતે નાંખી રહ્યો છે ! આ સામેની ઝાડી કેવી ઘાડી છે ? તેની અંદર સૂર્યનાં કીરણો પણ ભાગ્યેજ પ્રવેશ કરી શકે છે

સમરસિંહજી મારો જીવ તૃષા અને ક્ષુધા લાગવાથી

ઘણો પીડીત થાય છે માટે કોઇક ઠેકાણેથી જરા પાણી લઇ આવો ? પછી આપણે ભોજન કરીએ.

સમરસિંહજી—મહારાણાશ્રી આપની આજ્ઞા પ્રમાણે જવાને આ સેવક તૈયાર છે. (શીરોહી લઈ જાયછે.)

કનકસેન—આહા ! શીકારની પાછળ લાગતાં મને શ્રમ બહુ પડયો છે. અને ઘણો સખત તાપ હોવાને લીધે મારી આંખમાં નિંદ્રા ઘેરાઇ ગઈ છે; માટે લાવ જરા આરામ લઉં. ( સુઇ રહેછે. થોડી વારે ઝાડીમાંથી ભૂખ્યો વિક્રાળ સિંહ આવે છે અને રાજાની ઉપર કુદકો મારવાની તૈયારી કરેછે તેવામાં પ્રતાપ આવે છે.)

પ્રતાપ—આહા ! સૌભાગ્યચંદ્રની શોધમાં નીકળ્યો છું. પણ તેનું કંઇ પણ નામ નિશાન જણાતું નથી. લગભગ કનકાપુરીની પાસે આવી પહોંચ્યો છું. અહીંથી આશરે દસેક ગાઉ છેટું હશે ! લાવ હું પણ ત્યાં જાઉં. કદાચ સૌભાગ્યચંદ્ર પણ ત્યાં હશે ! ( જવા માંડે છે. એટલામાં તરાપ મારતા સિંહને જોઇને ) અરે ! આ સિંહ આ સૂતેલા માણસનો પ્રાણ લેવા જતો હોય એમ જણાય છે ! આહા પ્રભુ ! શું એનું આયુષ્ય લાંબુ છે. પરમેશ્વરે મને ખરીજ વખતે મોકલ્યો છે. માટે મારે તેને મદદ કરવી જોઇએ.

( પીસ્તોલ ફોડે છે. ગોળી સિંહને લાગવાથી તે મરી જાય છે અને અવાજ થતાં કનકસેન જાગી ઉઠેછે.)

કનકસેન—( જાગીને ) અરે, આ શું ! મારા ઉપર પીસ્તોલ કોણે ફોડી ! શું મારા પણ દુશ્મનો મારી

પાછળ ભમ્યાં કરે છે. ! (પ્રતાપને જોઇને) અરે યુવાન તમે કોણુ છો, અને મારા ઉપર પીસ્તોલ ફોડવાનું શું કારણુ છે? તમે કોઈ મારા દુશ્મન તરફના છુપા જાસુસ હો એમ મને લાગે છે! આ ભેદનો મને જલદીથી ખુલાસો કરી દો. તે મને જલદીથી જણુાવો નહિ તો આ સામેથી મારા સીપાઇઓ આવે છે તે તમને કેદ કરશે. ( સીપાઇઓ આવે છે અને નમન કરે છે ) સિપાઈઓ, આ મારૂં ખુન કરવાની કોશીશ કરનાર યુવાનને કેદ કરો ?

સિપાઈ–શું કનકાપુરીના રાણુા કનકસેનનું ખુન કરવાનું આ નીચ છોકરો ધારે છે !

પ્રતાપ–( સ્વગત નિસાસો મુકીને ) અફસોસ, અફસોસ ! આતો ધરમ કરતાં ધાડ આવી. જો કનકસેનને મેં ન બચાવ્યો હોત તો મારા ઉપર આવી આફત આવત નહિ ! શું દુનિયામાંથી સત્ય જતું રહ્યું છે? ( પ્રકાશ ) મહારાણુા, જરા વિચાર કરો ? હું ગુન્હેગાર નથી. તમારા ઉપર પીસ્તોલ ફોડવાનું મારે શું કારણુ ! હું કંઈ તમારા રાજ્યનો નથી ! હુંતો ઘણુા દેશથી ચાલ્યો આવું છું. ખરી વાતથી વાકેફ થયા વગર તમે મને કેદ કરો છો તે તમે ઘણુી મોટી ભૂલ કરો છો. શું સત્યનો સાહ્યક જતો રહ્યો છે? ખરેખર તેમજ મને ભાસે છે. નહિ તો તમે મને કેદ કરો નહિ! મહારાણુા, મેં આપના ઉપર મારી પીસ્તોલ ફોડી નથી પણુ આપના પ્રાણુ લેનાર દુશ્મન ઉપર ફોડી છે.

અને તેને ઠાર માર્યો છે ?

કનકસેન—અરે કયાં છે મારો દુશ્મન ! ( આસપાસ નજર કરે છે અને સિંહનું મુડદુ જોઇને) ખરેખર તેં તારી જીંદગીના જોખમે મારો પ્રાણ બચાવ્યો છે ? હું તારો ઘણો આભારી થયો છું. તમારી તરફ મેં જે વર્તણુક ચલાવી છે તેને માટે હું આપની માફી માગુંછું. તમે કોણ છો અને કયાંથી આવો છો તે સંક્ષેપમાં જણાવવાની કૃપા કરશો.

પ્રતાપ—(નમન કરીને) મહારાણાશ્રી હું ક્ષત્રી પુત્ર છું. મારૂં નામ પ્રતાપ છે. હું અમરગઢથી આવું છું. હું મારા મિત્ર સૌભાગ્યચંદ્રની શોધમાં નીકળ્યો છું. રસ્તામાં આવતાં મેં તમને મોતના પંજામાં સપડાયલા જોઇ બચાવ્યા છે. પ્રભુ ! મેં એમાં કંઇ કર્યું નથી, મેં તો માત્ર મારી મનુષ્ય ફરજ બજાવી છે. રાજન, એમાં મેં શો ઉપકાર કર્યો છે !

કનકશેન—અરે યુવાન પુરૂષ, હું તમારો ઘણો આભાર માનુછું. ખરેખર તમે ઇશ્વર પ્રેરણાથીજ દુરરહી મારી અમુલ્ય જીંદગી બચાવી છે તેના માટે હું આપનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે. હાલ અમરગઢના શા સમાચાર છે ?

પ્રતાપ—મહારાણા, અમરગઢની સ્થીતિ ઘણી ખરાબ છે. હલકો માણસ પાયરીએ ચઢતાં તેણે તેનો જાતિ સ્વભાવ દેખાડયો છે. રાણીના ભાઈ જાલમસિંહને રાણાશ્રીએ બધી વજીરાતનો હોદો આપ્યો છે.

ને હાલમાં તેનું જોર વિશેષ છે. રાણાજી તેનું કહ્યું કરે છે ને જુના તથા નિમકહલાલ સરદારોને તેના ભરમાવ્યાથી રજા આપવા માંડી છે. મરહુમ સેનાધિપતિનઃ પુત્ર સૌભાગ્યચંદ્રના ઉપર ખોટો આરોપ મૂકી તેને દેશનિકાલ કરાવ્યો છે. વૃદ્ધ જયમલસિંહ કે જેઓ રાજ્યના સ્તંભ હતા તેમની પાસેથી જાગીર એક નજીવી બાબતમાં ખુંચાવી લીધીછે. હાલ તેમનો કંઇ પત્તો પણ નથી. વળી રાજ્યમાં બહારવટીઆનો ઉપદ્રવ ભારે થઇ પડયો છે. અને રાજ્યમાં ઘણો ફેરફાર થઈ ગયો છે.

કનકસેન–અહાહા ! સરદાર, ઘણી અફસોસની વાત છે. ભોપાળસિંહની મતી ફરી ગઇ હોય એમ જણાય છે. જુના અને વફાદાર નોકરોને રજા આપે છે પણ પાછળથી પસ્તાવું પડશે. થોડા દીવસ પછી રાજ્ય કુટુંબને જંગલે જંગલ રખડવું પડશે, અને જાલમસિંહ તેની ભોળાઇનો ભૂંડો લાભ લેશે. સરદાર, હાલ તો તમે મારા રાજ્યનગરમાં ચાલો, અને ત્યાંથી તમારા મિત્રની શોધમાં મારા માણસોને મોકલીશ, તમારી બહાદુરી જોઇ હું ઘણો ખુશી થયોછું. તમે મારી સાથે કનકપુરમાં ચાલો પછી હું તમારો ઉપકારનો બદલો ઘણી સંતોષકારક રીતે વાળી આપીશ.

પ્રતાપ–રાણાશ્રીનો જય થાઓ, આપની મારા પ્રત્યે આટલી માયા જોઈ મને ઘણો આનંદ થાયછે. તમારા માયાળુ ભરેલા શબ્દોમાં હું ઉપકારનો બદલો

વળેલો સમજુછું. પણ મારે મારા મિત્રની શોધમાં જવુંજ જોઇએ, માટે હું આપની માગણીનો સ્વીકાર કરી શકતો નથી. હું ઘણોજ લાચાર છું. વળી આપની મરજી એમ હશે તો થોડા દિવસ પછી તમારા રાજયમાં આવીશ.

કનકસેન—આપની મરજી છે તો હું ના પાડી શકતો નથી. પણ, તમે જરૂર મારા રાજયમાં આવજો, હું આપનો ઉપકાર કદી પણ વીસરીશ નહિ.

લ્યો હવે હું જાઉંછું તમે જરૂર આવજો.

(કનકસેન તથા સિપાઇઓ જાય છે.)

પ્રતાપ—હરી, હરી ! સૌભાગ્યને હું કયાં શોધું ! એનો કંઇ પણ પત્તો નથી. નામ નિશાન બીલકુલ જણાતું નથી. પ્રભુ ! હવે તો બાળક ઉપર દયા કરી મારા મિત્રને જલદી મેળવ. સૌભાગ્ય, સૌભાગ્ય, દુઃખી સૌભાગ્ય અરે તું કયાં હશે ! અરે તું શું મને નહિ મળે ! આહાહા ! તારા ઉપર અચાનક આ શો ગજબ થયો. સુખ સમુદ્રમાં ભરદરિયે આવેલી નાવને ક્રૂર દૈવે ડુબાવી દીધી આહાહા ! આ વિપત્તિનું કારણ કોણ ! ખરેખર દુનિયામાં સાચાનોજ મરો છે. સત્ય હારેછે, અસત્ય જીતેછે, નહિ તો આવી તારા ઉપર અચાનક આફત કયાંથી હોય !

## ગાયન ૩.

આહા આશું અચાનક, આશું અચાનક,
અજબ ગજબ ભાળું; ( ૨ )

સત્ય સહાયક સંતાઈ શું રહ્યો ( ૨ )
નજરે હું ન નિહાળું. આહા !
દુઃખ જોઈ કાય મારી પીડાય,
અરરર આતો નવ સહેવાય;
કયારે હરી દુઃખ દારૂણ જાશે,
કલંક શીરથી કાઢું. આહા !

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—વન.

પાત્ર—સૌભાગ્ય, જાલમસિંહ અને મારાઓ પાછળથી પ્રતાપ અને છેવટે ગરણડશા.

સૌભાગ્ય— ગાયન ૪.

પ્રીયા મારી સુંદર તું કયાં રહી. (૨)
આંખ મીચુ તો આગળ આવે;
સ્વપ્ને તું માનુની મુને સતાવે;
હંસા વાહાલી તું કયાં રહી. પ્રીયા.
પ્રેમે પીડાઉં વીયોગ લાહ્યમાં;
વિરહ અગ્નિ વ્યાપ્યો રે કાયમાં;
દશા બુરી હાયે થઈ. પ્રીયા.

સૌભાગ્યચંદ્ર—હાય હાય! પ્રીયા કયાં! દેશ કયાં! હું કયાં ! મારૂં સ્થાન કયાં ! અને આ ભરજંગલ કયાં! અરે ! શુરવીર પુરૂષોને તેમના પ્રાણ કરતાં અધીક વાહાલી આબરૂ હોય છે. જગતમાં મેં મારી આબરૂ ખોઇ છે, તેમ મારી વાહાલી ઇંદુમતિ પણ સદાને મા-

ટે ખાઇ છે. પ્રીયા, તું મને ભૂલીશ પણ હું તને કેમ ભૂલીશ ! અરેરે ! તારી મનહર મૂર્તિનું સ્મરણુ કરતાં હું ક્ષુધા અને તૃષાને વીસરી જાઉં છું. હવે મને નિંદ્રા આવે છે માટે હે પ્રીયા તારૂં સ્મરણુ કરી આ તારા પ્રીતમને હવે નિંદ્રાધીન થવા દે. ( સૌભાગ્યચંદ્ર સુઈ જાય છે. થોડીવારે જાલમસિંહ મારાઓને લઈ પ્રવેશ કરેછે.

જાલમસિંહ—( પ્રવેશ કરીને ) મહેનત તો કરી, પણ બધી છુટી પડી. સૌભાગ્યચંદ્રને તો રાણાજીએ ગરદન મારવાને બદલે જીવતો રાખી દેશ નિકાલની શિક્ષા કરી. અરેરે ! તેમ છતાં મારૂં મન સંતોષ પામતું નથી. વળી એ કોઈ દિવસ જીવતો રહેશે તો મારે તેનાથી જરા બીવું પડશે. માટે તેને તો ગમે ત્યાંથી શોધી કાઢી ઠાર કરવો વધારે સારૂં છે. દુશ્મનના બીજને તો નાબુદ કરવું. સાપને મોટો થવા દઇએ તો કરડવા આવે માટે ઉગતા વેલાને છુંદી નાંખતાં વાર શી કરવી ! સૌભાગ્યની પાછળ પાછળ બહુ મારા માણુસોને લઇ આવ્યો છું પણ તે મને મળતોજ નથી. જો મળે તો બંદા તેને ઠાર માર્યા વગર મૂકનાર નથી. ( મારાઓને ) અલ્યાઓ, ચાલો આગળ અહીંયાં તો કોઇએ નથી. ( જવા માંડે છે. એટલામાં રસ્તામાં સૌભાગ્યચંદ્રને સૂતેલો જોઇને ખુશી થાય છે. ) આહાહા પ્રભુ ! તારી શી ખુબી છે ! જેને માટે વનમાં શોધ કરીએ છે તે તો મારી નજર આગળજ પડયો છે. બસ હવે તો એને મારા માણુસો પાસે

ઉપાડી લઇ ઉંઘતો અમરગઢ લઈ જાઉં. પછી ત્યાં બધુ થઇ પડશે. ( મારાઓને ) અલ્યા, તમે અગાડી કયાં જાઓ છો ? જેને આપણે શોધીએ છીએ તે માણુસ આ રહ્યો ! માટે કંઇ પણ ગરબડ કર્યા શિવાય ચુપકીથી તેને ઉપાડી લઇ ચાલો.

મારાઓ-( આશ્ચર્યમાં ) બાપુ શું બોલ્યો માંણહ તે આજ ! કાંઇ ફીકર નહિ. સુપકીથી હમણાં ઉપાડી ઝઇએ સીએ. ( હથીયાર મુકી ઉપાડે છે. ઉપાડવા જતાં બંધુકનો અવાજં થાય છે. અને તે સાંભળવાથી સૌભાગ્યચંદ્ર ઝબકીને ઉઠે છે અને માણુસોને જોઇને પોતાની સમશેર ખેંચે છે. )

સૌભાગ્યચંદ્ર-અરે દુષ્ટો તમે કોણ છો ? અને મને ઉપાડી જવામાં તમારો શો હેતુ સમાયેલો છે. તે કંઈ પણ આનાકાની કર્યા શિવાય જણાવો નહિ તો આ સમશેરથી તમારા ટુકડે ટુકડા કરી નાંખીશ.

જાલમસિંહ-( આગળ આવીને ) અરે હું કોણ છું ? તું મને ઓળખતો નથી ! અરે સૌભાગ્યચંદ્ર આ તારા લોહીનો તરસ્યો જાલમસિંહ છે. તું મને તારો મિત્ર નહિ પણ કટ્ટો શત્રુ સમજજે. તારા ઉપર રાજ્યદ્રોહનું અને ચોરીનું જાુઠું તોહોમત મૂકનાર તથા આ બધો પ્રપંચ રચનાર હું પોતે, તને દેશ નિકાલની શિક્ષા કરાવનાર પણ હુંજ, રાજાને ભરમાવનાર પણ હુંજ, કેમ, હવે મને ઓળખ્યો ?

સૌભાગ્યચંદ્ર-હાહા, ઓળખ્યા, મામા જાલમ-

સિંહ ! શું તમારા કાળા કૃત્યોથી તથા કપટથી હું આવી સ્થીતિને પહોંચ્યોછું!

જાલમસિંહ—અલબત, શામાટે નહિ.

સૌભાગ્યચંદ્ર—અરે ભલા માણુસ મેં તમારૂં શું બગાડયું છે કે તમે મને આટલો બધો સતાવો છો ?

જાલમસિંહ—અરે છોકરા, તેં મારૂં ઘણું બગાડયું છે, તેં મારો બે ત્રણ વખત પરાજય કર્યો છે તે મારા કલેજામાં કોતરાઈ રહ્યું છે. તું મારા કામમાં ઘણીવાર આડો આવ્યો છે, પણ હવે હું તને છોડનાર નથી. રાણાશ્રીએ તારા બાપના નામને સંભાળી જીવતો રાખ્યો છે, પણ જો મારૂં ચાલતું હોત તો તને દેહાંત દંડની શિક્ષા કર્યા વગર છોડત નહિ. પણ યાદ રાખજે કે તું આ જાલમસિંહના હાથમાંથી છુટી જનાર નથી.

સૌભાગ્યચંદ્ર—અરે પાષાણ હૃદયના પુરૂષ શું તું મને મારવાની વાત કરેછે ? શું તારી પાસે માણસ છે તેની તું બીક બતાવે છે ? અરે નીચ, તારા ખાલી દમથી સોભાગ્યચંદ્ર બી'નાર નથી. ચાલ, તારામાં લડવાનું સામર્થ્ય હોય તો આવી જા.

જાલમસિંહ—( શમશેર ખેંચીને ) અરે છોકરા, હવે છાનોમાનો ગરબડ કર્યા વગર મારી સાથે ચાલ નહિ તો માર્યો જઈશ.

સૌભાગ્યચંદ્ર—અરે નીચ, પ્રભુનું સ્મરણ કરી લે. તારૂં આયુષ્ય ઘણું ટુકું ભાસેછે. ( લડેછે. સૌભાગ્ય હારવાની અણી ઉપર હોય છે. એવામાં પ્રતાપ બંધુક

ફોડેછે. :મારાઓ અવાજ સાંભળતાં નાશી જાય છે. જાલમસિંહને નાસતાં પ્રતાપ પકડી રાખેછે. )

**સૌભાગ્યચંદ્ર**—કોણ, મને બચાવનાર વ્હાલો મિત્ર પ્રતાપ !

**પ્રતાપ**—હા, મારા મિત્ર, તેજ હું. હાલ વાત કરવાનો વખત નથી, પહેલાં તો આ લુચ્ચાઓને પકડી ખરૂં શું છે તે મનાવવું જોઇએ. પછી યોગ્ય શિક્ષા આપવી જોઇએ.

**સૌભાગ્યચંદ્ર**—અરે ભાઈ જવા દે. એ નીચ એના કર્મનાં ફળ ભોગવશે.

**પ્રતાપ**—અરે મિત્ર હું તારા જેવો ભોળો નથીતો. (જાલમસિંહને) અરે નીચ મામા, સૌભાગ્યચંદ્રને રાજ્યદ્રોહી ઠરાવવામાં તારૂં કપટ છે કે નથી તેનો સાચે સાચો જવાબ આપ ? સાચુ બોલ નહિતો પ્રાણ લીધા વગર હું છોડનાર નથી.

**જાલમસિંહ**—( સ્વ ) હાય હાય ! આતો બાર વાગ્યા ! આ અણધાર્યો કયાંથી આવ્યો ! જો નાશી જવાનો પ્રયત્ન કરૂં તો જીવ લીધા વિના છોડનાર નથી. પણ કંઇ ફીકર નહિ. હાલ તો જેમ કહે તેમ હાજીહા કરવું. જોઇએ કંઇ પણ પ્રપંચ કરતાં છુટાય છે. ( પ્રકાશ ) અરે છોકરાઓ તમે મને બીક બતાવોછો ! હું એમ કંઈ તમારાથી બી'નાર નથી. અરે મને ભલે તમે મારી નાંખો પણ આ જાલમસિંહ એક અક્ષર પણ બોલનાર નથી. બોલ, હવે કંઇ વધારે પૂછવું છે ?

સૌભાગ્યચંદ્ર—અરે જાલમસિંહ, પરમેશ્વરે તને કેવા પ્રકારનો માણુસ ઘડયો છે? જરા પરમેશ્વરનો તો ડર રાખ. અરે મુર્ખા! જેનું ખાય છે તેનુંજ ખોદે- છે! અરે ભલા માણુસ! નિમકહરામ થા મા. જરા પાપ કરતાં અટક.

જાલમસિંહ—અરે પરમેશ્વર છે કયાં, તે તો મને બતાવો! મને ગમે તેમ કરો પણ સૌભાગ્યચંદ્ર યાદ રાખ કે આ બાબતમાં તું મને મારી નાંખીશ તો ભલે, પણ હું કંઇ પણ કહેનાર નથી. હવે હું તને કહુંછું કે આટલી વખત મને દયા કરી છુટો કર. હું કોઈ પણ દીવસ ખપ લાગીશ. (સ્વ) બચ્ચા છુટો કર. પછી હું તને દેખાડુંછું.

પ્રતાપ—અરે નીચ તું શું ખપ લાગવાનો છે. સૌ- ભાગ્યનો તું કટ્ટો દુશ્મન થઇ તેનું લોહી પીવાને તેની પાછળ ભમે છે. તો તને મુકવાથી શો ફાયદો? સાં- ડસામાં સપડાયલા નાગને છોડવો તે કરડવાને માટે?

જાલમસિંહ—અલબત, હું કટ્ટો દુશ્મન ખરો અને છું. જયાં સુધી જાલમસિંહનો દેહ હયાત હશે ત્યાં સુધી સૌભાગ્ય ઉપર પુરી રીતે વૈર લેશે.

સૌભાગ્યચંદ્ર—અરે ભલા માણુસ, મારે માથે અ- વધી કરી નાંખી તેમ છતાં તું ધરાતો નથી? મને વને વન રખડતો કર્યો, મારા ઉપર જુઠું આળ મૂકયું તેમ છતાં તને કંઈ પણ સંતોષ થતો નથી? શું તું મારાજ

લોહીનો તરસ્યો છે ?

જાલમસિંહ-અરે સંતોષ તો ક્યાંથી થાય. આપણે બે દુનિયામાં સાથે કેમ રહી શકીયે. તારે કે મારે બેમાંથી એકને અવશ્ય મરવુંજ પડશે.

પ્રતાપ-હાહા, ખરી વાત છે. તારે નક્કીજ મરવું પડશે. તારૂં મો'ત તારા માથા ઉપર ભમેછે. પાપીને યોગ્ય સજા કરવામાં હું પરમેશ્વરની નજરમાં ગુન્હેગાર ઠરનાર નથી. માટે હું તારૂં મુખ નાબુદ કરી નિર્દોષનો ભય મુક્ત કર્યા વગર રહેનાર નથી.

જાલમસિંહ-( સ્વ ) હાય હાય, આતો બાર વાગ્યા ! હવે મારી નજર આગળ મને યમદુતો ઉભેલા માલુમ પડેછે. મારા કાળનાં ચોઘડીયાં ગણાઇ ગયાંછે. ( કાલાવાલા કરીને ) સૌભાગ્ય, ભલા સૌભાગ્ય આટલી વખત મારા કાલાવાલા તરફ ધ્યાન આપી મને જવા દે. હું તારો ઉપકાર માનીશ.

સૌભાગ્યચંદ્ર-અરે દુષ્ટ તને ધિક્કાર છે. પારકાની આંતરડી બાળી ખુશી થનાર, બીજાને દુઃખી કરી મગ્ન થનાર, તારા જેવા નીચ ગોલાને હજાર વાર ફીટકાર છે. અરે નીચ હું તને છોડી દઉંછું. હું તારાં વચન તથા ઉપકારની લાગણીઓ તરફ વિશ્વાસ રાખતો નથી. પણ તું જાણે ને તારો પરમેશ્વર જાણે.

જાલમસિંહ-( સ્વ ) અરે તું છુટો તો મેલ પછી પરમેશ્વર હું તને બતાવુંછું.

સૌભાગ્યચંદ્ર-( પ્રતાપને ) પ્રતાપ, આ નીમકહ-

શમને એનું કાળુ કરી જવા દે. અપકારને બદલે ઉપ-
કાર કરવો એ મોટા માણુસનું ભૂષણુ છે.

પ્રતાપ–સૌભાગ્ય, તને બહુ દયા આવેછે. આવા
મનુષ્ય ઉપર દયા લાવી સરજનહારની નજરમાં તું
ચોરી કરેછે. હું એને તારૂં કહ્યું માની જીવતો રાખીશ.
પણુ એનું મોહું કાળુ કરી પેલા સામેના ઝાડ સાથે
બાંધી રાખીશ ત્યારે તેને યોગ્ય શિક્ષા થએલી સમજીશ.

જાલમસિંહ–દયા, દયા, સૌભાગ્યચંદ્ર દયા કરો.
આનાં કરતાં તો મારી નાંખ્યો હોત તો વધારે સારૂં.
કારણુ આતો રીબાઇ રીબાઇને મરવું પડશે.

પ્રતાપ–અરે ચાલ, ચાલ, હવે દયા બયા કંઇ
નહિ. તું દયાને પાત્રજ નથી. ( મોહું કાળુ કરી ઝાડ
સાથે બાંધેછે અને પ્રતાપ અને સૌભાગ્યચંદ્ર જતા
રહેછે. )

જાલમસિંહ–હરી હરી, આતો મને બાંધી ચા-
લતા થયા. હવે મારી શી દશા થશે ! હાય હાય, ભ-
યંકર મોતને આધીન થવું પડશે. કોઇ વાઘ, વરૂ તથા
બીજા વિકાળ પશુઓના ભક્ષ તરીકે થવું પડશે. અ-
રેરે ! મનની મુરાદો મનમાંજ રહેશે. વ્હાલી ઇંદુમતિ
પણુ હાથથી જશે. ખરેખર મારૂં મો'ત પાસે આવેલું
જણુાય છે, કારણુ કે આવા ભયંકર જંગલમાં કોઇ આ-
વી શકે તેમ નથી. ( મનને ) જાલમ, જાલમ, તને
તારા પાપનાં ફળ મળ્યાં. ઘણુાને રોવડાવ્યા; ન કર-
વાનાં કૃત્યો કર્યા, નિર્દોષને સજા કરાવી, તેમની આં-

તરડી બાળી, હાય હાય, તેનાંજ મને આ ફળ મળ્યાં. હવે આ વખતે મારી મદદે કોઈ આવનાર નથી. મારા સાળા મારાઓ તો નાશી ગયા ! વળી મોઢું કાળું કર્યું છે, તેથી કોઇ જુએ તોએ બીએ. ( થોડીવારે સામું જોઇને ) અરે, સામે કોઈ આવતું જણાય છે. લાવ જરા શાન્ત થઇ ચુપકી પકડી રાખું, નહિ તો વળી પાછા ઠેરના ઠેર રહિશું. ( થોડીવારે ગરબડશાહ મુસાફરના વેષમાં આવેછે. )

ગરબડશાહ—મારા, દીકરા, જાલમસિંહે બહુ કરી મારે દીકરે કહ્યું હતું કે હું તને સૌભાગ્યચંદ્રના ગરમાંથી ચોરાયલા નાણાં અપાવીશ. પણ રામ તારૂં નામ મારો હાલો બધુંએ નાણું એકલો હજમ કરી ગયો મારી પાસે પાઇ પણ ન રહેવા દીધી પણ, આપણે કયાં કાચા હતા, હાલમાં એ કાંઇ બ્હાર ગામ ગયો છે. તે વખતનો લાભ લઈ મેં ઝરીના પાસેથી એનુ નામ દઇ આશરે વીશ હજારના દાગીના લઇ લીધા છે. ( પોટલું દેખાડીને ) તેનું આ પોટલું હું મારી પાસેજ રાખું છું. મારો હાળો જો ગામમાં આવે ને ખબર પડે તો મારો બેટો બધું પાછું પડાવી લે. માટે આ બધા પૈસા લઇ નાશી આવ્યો છું. અને આ પૈસા વડે કનકપુર જઇ એક મોટી પેઢી જમાવીશું. અને લ્હેર મારીશું વાહ. વાહ વાહ.( જવા માંડે છે, જતાં વિચિત્ર રૂપ ઉભેલા જાલમસિંહને જોઇ મોટી બુમ પાડી ઉઠે છે.)

ગરબડશાહ—ઓ મારા બાપરે ખાધો ભુત અરે

કોઇ આવો ભાઇશાબ આ ભુત મને ખાઇ જાય છે. અરે ભાઇસાહેબ મને જવાદે તને પગે લાગું ભાઇસાહેબ મારૂં પેટ કરડીશ નહિ બાપ ( ગભરાય છે. )

જાલમસિંહ—આ ગડબડશાહ મારૂં પણ ગોપીચંદન કરી આવ્યો છે, માટે હાલમાં પ્રકાશ થયા વગર યુક્તીથી છુટી જવું જોઇયે પછી તેની પાસેથી બધું પડાવી લઇશ ( કાલાવાલા કરતો. ) અરે ઓ મુસાફર મને દયા કરી છુટો કર, અરે ભલા માણસ તું મારાથી બીમા, મારી પાસે આવ, હું ભુત નથી પણ મનુષ્યછું. મને ચોર લોકોએ લુંટી લીધો છે અને મારી આ દશા કરી છે. અરે દયાળુ પુરૂષ મને છોડ હું તને ખુશી કરીશ.

ગડબડશાહ—( તેને કાલાવાલા તથા નમ્ર અવાજે બોલતો જોઇ જરા હીંમત લાવીને )હાશ, મારા બાપ, હવે મારા પેટમાં નિરાંતવળી મારૂં બેટું ભુત નથી પણ માણુસ છે.

એ બીચારા દુઃખી તથા ભુખ્યા હોય એમ જણાય છે, માટે લાવ, તેને છુટો કરૂં અલ્યા ભાઈ અરે રે શી તારી ચોરોએ દશા કરી છે મારા બેટા મોઢુંએ કાળું કરી ગયા છે ને.

જાલમસિંહ—હા મારા મ્હેરબાન તમે મને છુટો કરો મને તૃષા બહુ લાગી છે. ( ગરબડશાહ જાલમસિંહને છોડે છે.)

જાલમસિંહ—(છુટો થયા બાદ ) હાશ, હવે હું

છુટયો વળી મારૂં મોટું ભાગ્ય કે આ લુચ્ચો હાથમાં આવ્યો નહિતો વીસહજાર રૂપીયા લઇને પોબારા ગણી જાતતો મળતો મુશ્કેલ પડત અને વળી મોતમાંથી ઉગર્યો આને મારી ઓળખાળ કરાવવી જોઇયે ગડબડશાહને અરે ભાઇ જરા પાણી હોયતો આપો, કે જેથી હું મારૂં મોડું ધોઈ નાંખું.

ગડબડશાહ–( સ્વ ) આ કોઇ સારો માણસ જણાય છે. ( પ્ર ) લ્યો સાહેબ, આ રહ્યું ( પાણી આપે છે જાલમસિંહ મોડું ધુવે છે. અને પોતાનું મોડું બતાવે છે, તે જોઇને ગડબડશાહ ગભરાટમાં.)

ગડબડશાહ–હાય, હાયરે બાપ, આતો ભોગ લાગ્યા. જો મને બોલતો સાંભળ્યો હશે તો ભોગ લાગશે. પણ હાલતો તેને મળી જવું જોઇયે. ( જાલમસિંહને ) કોણ સડદાડ સાહેબ સલાસ સલામ મારા મહેરબાન સલામ આપે આ વેષ કયાંથી ભજવ્યો.

જાલમસિંહ–( સ્વ ) મારા બેટાની ચાલાકી તોજો અરે લુચ્ચા તું મને છેતરે છે, પણ હું બધું જાણું છું. લાવ પેલું ગરાણું કયાં છે ?

ગડબડશાહ–(સ્વ) હાય હાય, ભોગ લાગ્યા (હસીને) હેં હેં લ્યો મેડબામ આ રહ્યું તમારે ખપ હોય તો તમે લ્યો તમારાથી મારે શું વધારે છે. મારા પૈસા એ તો તમારાજ છેના, આતો મારે કનકપુર જવું હતું તે તમારૂં નામ દઈ લાવ્યો છું હોં ભાઇસાહેબ મારા ઉપર ગુસ્સે થતા નહિ.

( પોટલી આપે છે જાલમસિંહ તે લઇને. )

**જાલમ**—શાબાશ, શેઠ શાબાશ તમે હજુ પણ વફાદાર રહ્યા છો ? ધન્ય છે તમને, થોડા દીવસમાં તમને તમારી મહેનતનું ફળ મળશે.

ગડબડશાહ—( વચમાં ) મળ્યું બાપ ફળ. એતો લાકડામાં જઇશું ત્યારે.

**જાલમ**—આતો હું તમારી પરીક્ષાઇ કરતો હતો એમ સમજતો.

ગડબડશાહ—હા. હા. એ તો છેસ્તો બાપુ કરતો હતો.

( જાલમસિંહ જાય છે ગરબડશાહ એકલો )

ગરબડશાહ—બચ્ચા તું મારી પરીક્ષા કરે છે તો હું પણ તારી પરીક્ષા કરતો હતો હરી, હરી પ્રભુ તારે ત્યાં ખરોજ ન્યાય છે ચોરીનું ચંડાળે જાય અને પાપી હાથ ઘસતા થાય, હરામનું ધન હરામમાંજ જાય છે, અરે નિચ, તારી સોબતમાં રહ્યો તેનું તેં મને આ ફળ આપ્યું ? મને પૈસા વિના છેક નિર્ધન બનાવી દીધો. અરે દુષ્ટ તારી સોબતમાં રહી, મેં મારા નવીનને તજ્યો. અરે આ ઉપકારનો તું શું મને બદલો આપે છે ? અને હવે શું હું તારી સંગત કરીશ, ના, ના, અરે નીચ કદાપી એમ ધારીશ નહિ. હવેથી તુ મને તારો કટ્ટો દુશ્મન સમજજે, તારા બધા પ્રપંચો રાણાશ્રી આગળ ખુલ્લા પાડી તારી પુરેપુરી પાયમાલી થયેલી જોઇશ ત્યારેજ મારૂં વેર પુરૂં લીધેલું સમજીશ

ખરેખર હું મોટો મુર્ખ છું, મેં મહાન્ અપરાધ કર્યો છે, સતી ઇંદુમતિને સતાવવા એ નિચને મેં મદદ કરી છે. અરે સતિ તું મને માફ કરજે. નિર્દોષ સૌભાગ્યચંદ્ર ઉપર જુઠું આળ મુકયું. અરેરે હે પ્રભુ હવે તો તું મને એ પાપી ઉપર વેર લેવામાં મદદ કરજે.

## ગાયન ૪.

માફ કાપુ હું પાપીને ઠાર,
રહી રગે રગે વેરની ઝાળ;
દુષ્ટોને દેખાડું યમનું દ્વાર, ઠાર;
કરીને પ્રપંચ ખુલ્લો આ વાર. માફ૦
સંગે કર્યા પાપી કૃત્યોજ હાય, ભ્રષ્ટ કરી ખરે હરીમેં કાય,
બુદ્ધી મળી દુઃખ સાગર માંય. માફ૦
નાણાં થયા મારા હજમ હાય, ચીત ચરરર અરે ચીરાય;
ભુંડી સોબતથી ભુંડીજ થાય. માફ૦

## પ્રવેશ ૪.

### સ્થળ—મહાદેવનું દેવળ.

પાત્ર—સૌભાગ્ય તથા પ્રતાપ અને પાછળથી પુજનાર્થે આવેલી મોહીની તથા સખીઓ અને પાછળથી મુસલમાન.

સૌભાગ્ય-ભલા મિત્ર તમે મને ઘણી અણીના વખતે સહાય કરી છે તેને માટે હું આપનો ઘણો આભારી થયો છું. આના માટે હું આપનો જેટલો આભાર માનું તેટલો ઓછો ર

પ્રતાપ-પ્રીય ભાઇ મેં એમાં કાંઇ પણ આભાર કર્યાં નથી. મારાં નાહક વખાણ શું કરવા કરોછો ? હું તો આપનો તાબેદાર છું. મીત્ર ફરજ બજાવવા તૈયાર છું. આભાર માનો તો લાચાર છું.

સૌભાગ્ય-શાબાશ ! ભાઇ ધન્ય છે તારી બુદ્ધી તથા વિવેકને, ખરેખર મિત્ર મળો તો તારા જેવાજ મળજો. સંસારમાં સ્વાર્થી મિત્રો ઘણા હશે તે જ્યાં-સુધી પૈસો હશે ત્યાં સુધી ફોલી ફોલીને ખાશે પણ પૈસો જતો રહેતાં મોઢું પણ બતાવતા નથી. અરે ધીક્કાર છે એવા મિત્રોને. દુઃખના વખતમાં મિત્ર થનાર ભાગ્યેજ કોઈ મળી આવશે. પ્રીય ભાઇ, મારી વ્હાલી ઈંદુમતિ તો ખુશીમાં છેને ! અરેરે ! બીચારી બાળા, તારા નશીબમાં સ્વામીનું સુખ કયાંથી હોય ! અરેરે ! મધુર મોહના તું શું કરતી હશે ! તારૂણી તારી તેજ-મય તસ્વીર મારા અંતઃકરણમાં કોતરાઇ રહી છે. પ્રભુ ! મધુર ગુલાબી રંગનું ગુલાબ કરમાઇ ગયું હશે ! ( અફસોસ કરેછે. )

પ્રતાપ-ભાઈ તમારા દુઃખ કરતાં ઇન્દુમતિના દુઃખની સીમા રહી નથી. તમારી સ્થીતિ કરતાં તેની સ્થીતિ ઘણી દુઃખદાયક છે. તે તમારા વિયોગમાં સદા ઝુરતીજ રહે છે. અને સંસારની મોહમાયા તજી એક સાધુ યોગીનીની માફક રહે છે. મુખે તમારાજ નામની જાપ જપ્યા કરે છે.

સૌભાગ્ય-પ્રતાપ તું કેવો હઠીલો છે ? તું મારી

સાથે રહેવાને શું કરવા આવ્યો છે તારે ત્યાંજ રહેવું હતું. શું મારે માટે હું તને દુઃખી કરૂં ? ના, ના, તેમ કદી બને નહિ. શું મારા નશીબમાં લખેલું દુઃખ મને જ ભોગવવા દે, નકામો મારા દુઃખમાં તું શું કરવા ભાગ લે છે ? ભાઇ મારી આટલી વિનંતિ સ્વીકાર અને પાછો ફર. પ્રપંચમાં ફાવી જઇ પાપીઓ રાણાશ્રીને કાંઇ પણ હાની પ્હોંચાડશે. માટે તેમ કરતાં તેમને અટકાવવા અને મદદ કરવામાં રાણાશ્રીને તારીને તારા લશ્કરની જરૂર પડશે. જોકે રાણાશ્રીએ હું નિર્દોષ હતો તેમ છતાં, વગર વિચાર્યે જાલમસિંહના ભરમાવ્યાથી મને દેશનિકાલ કર્યો તો પણ શું થયું ? શું આપણે જેનું લુણ ખાધું તે હરામ કરવું ? ખરે નહિજ. વળી દુષ્ટ લોકોની દગલબાજી ખુલ્લી પડવાને થોડીજવાર છે. તેમનાં પાપનો ઘડો ભરાઈ ગયો છે ને હવે ફુટવાની તૈયારીમાં છે, માટે તું ત્યાં હોય તો રાણાશ્રીને જોખમમાંથી બચાવી તેમની શુદ્ધી ઠેકાણે આણે, માટે મારૂં કહેવું માની તું ત્યાં રહે. અહિયાં કાઇ પણ સાર નથી.

પ્રતાપ—મીત્ર તું આવા વચન બોલી, મારી હિંમતને તોડી ન નાંખ. હુ મરી જઈશ પણ ન્યાય વગરના અંધેર નગરમાં કદી પણ જનાર નથી. મારે રાણાશ્રીની નોકરી કરવી નથી. વખત આવે લૂણ કેવું હુલાલ થાય છે, તે દેખાડીશ. પણ ત્યાં જવાની વાત કરતા નહિ. નહિ તો હું મારો દેહ ત્યાગ કરીશ. સુખી

મિત્ર કરતાં દુઃખી મિત્રના દુઃખમાં ભાગ લેવો હું વધારે સારો ધારૂંછું. સુખના વખતમાં મિત્રને કરેલો ઉપકાર, તેને માત્ર કીંચીત સમાન ભાસેછે, પણ દુઃખની વેળા સ્નેહીને સાહ્ય કર્યાથી, એક નજીવો ઉપકાર પણ પહાડ સમાન તેને ભાસેછે માટે ગમે એમ થાઓ દુઃખના વાદળ તુટી જાઓ, પણ હુંતો તમારી સાથેજ આવીશ.

સૌભાગ્ય-પ્રિય ભાઇ તારી બહુ જક્ષ છે તો ભલે મારી સાથે રહે પણ હવે સુર્યાસ્ત થવાનો વખત થયો છે, માટે હું ગામમાં જઇ કાંઇ ખાવાનું લઇ આવું.

પ્રતાપ-ના, ના, તમે વિશ્રામ લો, હું જઇને લઇ આવુંછું.

સૌભાગ્ય-નહિ, નહિ, એમાં તારૂં કામ નહિ. હું કાંઇ ખાવાનું લેતો આવું અને ગામમાંથી ઘર શોધી કાઢું. માટે તું અહિંજ રહે.

પ્રતાપ-ઠીક ત્યારે તમે જાઓ હું અહિંયા આપની રાહ જોઉંછું.

( સૌભાગ્યચંદ્ર જાય છે, થોડીવારે ગયા બાદ )

પ્રતાપ-મને શ્રમ બહુ પડયો છે, માટે લાવ, આ મહાદેવના ઓટલાપર જરા આરામ લઉં.

( ઓટલાપર સુઇ જાય છે થોડીવારે કનકાવતિના રાજા કનકસેનની પુત્રી મોહીની, તેની સખીયો સાથે મહાદેવના પુજનાર્થે આવેછે. )

સખીયો ગાતી ગાતી આવેછે પુજાની સામગ્રી હા-

થમાં લાવી બોલે છે.

**મોહીની**–વ્હાલી સખી, ચાલો આજે આપણે શીવપુજન કરી બાકીનો વખત આનંદમાં ગુજારીએ.

**મોહિનીના**–વાહરે બ્હેન એવી શી ઉતાવળ છે. ચાલો એક ગરબો ગાઇએ.

**મોહીની**–લ્યો તમારા બધાની એવી ઇચ્છા હોય તો મારે કાંઇ ના નથી. ( ગાય છે. )

## ગરબો.

સકળ સાર, રૂપ ભંડાર, ચંદ્રમારે,
રજની રૂડી સખી રળીઆમણી;
હૃદયહાર, શાન્તીકાર, સાથસાંરે,
દીસે સ્યામા સખી સોહામણી. સકળ.
યોવન તન વાડી, મન ફુલે ફુલી ઘાડી;
ભોગી ભ્રમર માળી, સુંદર શશી ભાળી;
બાળા બીચારી બની બાવરીરે. સકળ.
નિહાળે શ્યામા શશી, તર્ક વિતર્કો થાય;
સ્વામીને સરખાવતી, મનમાં અતિ મલકાય.
સ્વામીની કાય શશી રાજની
પતિ વિણુ ચેન, જરી ન પડે બેન;
રેન રડાવે થઈ બીહામણી.
શોભા કહું શું સખી આજની. સકળ.
પણ પ્રીતમ વિણુ એકલી, કાઢે શોકોદગાર,
અથડાયે જયમ આંધળી, ખરે બની લાચાર;

વારે વારે બાળા સંભારતી પતી,
રડતી રસીક વિણુ થઇ દયામણી. સકળ.

( ગરબો સમાપ્ત થતાં પુજન કરવા જાયછે. બીજી સખીયો આમતેમ પુષ્પો વિણવા જાય છે કોઇક મહાદેવના બાગમાં ફરવા જાય છે તેવામાં મુસલમાન સરદાર સિપાઇઓ લઇને આવેછે. )

**ચાંદખાન**—સરદારો અપને બ્હોત ખબરદારીસે કામ કરનેકા હૈ, સબબ કે કનકાવતીકા રાજા કનકસેન બ્હોત બહાદુર હૈ. ક્ષત્રીયોભી બ્હોત શુરવીર હૈ. મગર અપને ઉન લોકોસે ડર નહિ જાના, છુપી રીતસે કામ કરના.

**૧ સીપાઇ**—જહાંપનાહ અપના કહેના સચ હે. મગર પાક દીન મુસલમાનોને મુર્તીપુજક કાફરોને મારકે હઠાનેકા કામ મુશ્કીલ નહિ હૈ.

**સરદાર**—શાબાશ (દેવળ સામું જોઇને) અહાહા ! એ ખુબસુરત નાજની કોન હૈ? એતો રાજયકુમારી જેસી દેખાતી હે. અહાહા ! ખસુસ બ્હોત ખુબસુરત હૈ. સરદારો ઈસ્કુ ઉપાડ ચલો અપના સરદારકુ ભેટ દેંગે તો વો ખુશ હોયંગે.

( સીપાઇઓ ઉપાડવા જાય છે તેને, જોઇને )

**મોહીની**—હાય, હાય, હરી આ સ્થાનકમાં તરકડાઓ કયાંથી ? અરેરે દુષ્ટ મલેચ્છો મારૂં હરણ કરી જશે અને મારે મારા શિયળ ને અપવિત્ર કરતાં અટકાવતાં મારા પ્રાણુની આહુતી આપવી પડશે. સરજનહાર

આ બાળકની વ્હારે ચ્હડ ( મુસલમાનોને પકડવા આવતાં ) અરે નિચ તમે કોણુ છો. દુર રહો મારા પવિત્ર શરીરને તારા અપવિત્ર હાથ અડકાડીશ નહિ.

દાસી—અરે મલેચ્છો આ કોણુ છે તેને તમે ઓળખોછો ? કનકાવતીના મહારાજા કનકસેનની પુત્રી મોહીનીને હાથ અડકાડવાની તમારી શી મગદુર છે ? પાંશરા પાંશરા ચાલ્યા જાઓ, નહિતો ભાગતાં ભોંય ભારે પડશે.

ચાંદખાન—અરે લવારી છોડ. સિપાઇ ઈસ્કુ લેચલો.

( સિપાઇયો જોરજુલમથી મોહીનીને ઉપાડેછે મોહીની મદદની બુમ પાડેછે. )

મોહીના—અરે કોઈ બચાવો.

( પ્રતાપ મોહીનીની બુમ સાંભળી જાગી ઉઠે છે અને બંદુક ફોડી બેને ઠાર કરેછે મુસલમાનો ભયભીત થઇ જીવ બચાવા મોહીનીને મુકી દેછે મોહીની પોતાને છોડવનાર પ્રતાપને બાઝી પડેછે. )

મોહીની—અરે બ્હાદુર પુરૂષ આ ક્રુર યવનોનો પરાજય કરી મને મુક્ત કર.

પ્રતાપ—બાળા શાંત થા. હમણાં હું આ યવનોને યમપુરીનો રસ્તો દેખાડુંછું. ( મુસલમાનોને ) અરે યવન લોકો ચાલો આવી જાઓ. મારી તીખી સમશેરનો તમને સ્વાદ ચખાડી દઉં.

( તુમુલ સંગ્રામ થાય છે તેમાં યવન લોકો હારી નાશી જાય છે. )

મોહીની-( પ્રતાપને નમન કરીને ) વિર પુરૂષ હું તમારી ઘણીજ ઉપકારી થઇ છું. ખરેખર પરમેશ્વરેજ તમને મારી મદદે મોકલ્યા, તમારા ઉપકારના બદલામાં મારૂ સર્વસ્વ તનમન અર્પણ કરૂં તો તેનો બદલો કીંચીત પણ વળનાર નથી. વિર, આપનું નામ જો હરકત ન હોય તો જણાવવાની કૃપા કરશો. અને તમે કોણ છો. તેનો ખુલાસો કરી આભારમાં વધારો કરશો.

પ્રતાપ-બાળા, મારૂં નામ પ્રતાપસિંહ છે. મારી સાથે મારો એક મીત્ર પણ છે. અમો બન્ને અમરગઢ તરફથી આવિયે છીયે. હમે આજ બપોરેજ અહિં આવી પહોંચ્યા છીયે. અમરગઢ રાજ્યના સરદારો છીએ. બાળા તમારૂં નામ જણાવશો ! તમે કોણછો, અને આ પાપીના પંજામાં કેવી રીતે સપડાયાં તે કહેશો એવી આશા રાખુંછું.

મોહીની-(સ્વ) હા, હા, શું બોલવાની લાવણ્યતા, મુખમુદ્રાની મોહક કાંતી જોઈ આ ગુણીયલ છેલમાં હું લોભાઈ ગઇ છું. ( પ્રતાપ તરફ જોયાં કરેછે. પ્રકાશ ) વિર હું આ કનકાપુરીના રાજા કનકસેનની પુત્રી છું, અને આજ સાંજે હું મારી સાહેલીયો સાથે શહેરથી થોડે દુર આવેલા આ શીવાલયમાં પુજનાર્થે આવેલી હતી. તેવામાં આ દુષ્ટો મને ઉપાડી જતા હુતા.

પ્રતાપ-( સ્વ. ) અરેરે મારા નશીબમાં આ દેવાંગના સરખી અપ્સરા ક્યાંથી હોય. જેના રૂપ આગળ રંભા, અને ઉર્વ

સ્ફટીક મણીસમ ઉજ્વળ કાયા, કમળ સરખા નેત્ર, ગુલાબી ગાલ, પ્રવાળા જેવા અધર, પુરી રીતે પુરવાર કરેછે રખેને એ સાક્ષાત રતિનો અવતાર ન હોય. અરેરે, પણ આશા કયાંથી રાખવી ગમે એવી પણ રાજયકુમારી છે.

મોહીની–(સ્વ)ખરેખર આ વિર પુરૂષને જોઈ મારૂં દીલ તેમાં લાગી રહ્યુ છે. અરે જો મને વરવાની હા પાડે તો મારા ભાગ્યનો ઉદય થયેલો હું સમજું.

પ્રતાપ–બાળા, હવે તમારે મારૂં કાંઇ કામ છે? જો ના હોય તો હું રજા લઉંછું.

મોહીની–(સ્વ)હરી,હરી, આમને શો જવાબ દઉ. જાઓ કહેતાં જીભ ચાલતી નથી, જ્યારથી એમની સુંદર સુરત મારી નજર આગળ પડી છે ત્યારથી હું પ્રેમથી બંધાઈ ચુકી છું. ( પ્ર ) હા, કામ તો એક છે, પણ તમે જો તે કરવાનું વચન આપો તો કહું.

પ્રતાપ–બાળા, જે હોય તે બેલાશક કહો એમાં વચનનું શું કામ છે? જો મારાથી બની શકે એવું હશે તો હું કરીશજ એમાં કાંઇ પણ સંદેહ રાખવો નહિ.

મોહીની–તમારાથી બની શકે તેવુંજ છે, પણ વચન આપવાની કૃપા કરશો.

પ્રતાપ–બાળા તમારી બહુજ હઠ છે તો લ્યો આ વચન. ( આપે છે ) જો મારાથી બની શકશે એવું કામ હશે તે કરવાને હું બંધાઉછું, બોલો હવે શું છે?

મોહીની–લ્યો સાંભળો ત્યારે—

## ગાયન. ૫.

મોહીની—

પ્રેમે પ્રીતમજી પ્યારી મુજને કહેશોરે,
હૃદયહાર, નાથ, હાથ, લેશોરે;
અલબેલા પ્રેમી પ્યાલો પ્રીતમ પીશોરે,
મધુર મોહન મનને મંદીર બેસોરે. પ્રેમે૦
ઘેલી થઇ છું બે ભાન, પ્રેમે બંધાઉરે,
મારા રમણુ રસીક ગુણુવાન, ઝુલે ઝુલાઉરે;
વખત વ્હાલા નહિ મળે હવે આવોરે,
ચતુરનાથ ચુમ્બન રસ લેશોરે. પ્રેમે૦

પ્રતાપ—ખરેખર આજે તો શુકન જોઇ નિકળ્યા લાગીએ છીએ, નહિ તો આવું સ્ત્રી રત્ન રસ્તામાં કયાં-થી મળે. લક્ષ્મી ચાંલ્લો કરવા આવે તો મોઢું ધોવા ન જવું, માટે હવે નાહક ના પાડવી તે નકામું છે.(પ્ર) સુંદરી જો તમારી ઇચ્છા છે, તો મારે કંઇ હરકત નથી. પણ આ બાબતમાં તમારા પીતાની સંમતી લેવી જોઇએ.

મોહીની—તમારે એ વિષે શંકા રાખવી નહિ. મારા પીતા સુરવીર છે. અને તેમને શુરવિર પુરૂષોજ સારા લાગે છે. તે હાજી હા કરનાર ખુશામતિયાને ધીક્કારે છે, મને ઇચ્છાવર વરાવવાની તેમની ઇચ્છા છે, માટે તમારે એ વિષે શંકા રાખવીજ નહિ. અલબેલા તમે મારા હૃદયહાર થઇ ચુકયા છો. પ્રાણેશ, દાશી હવે જવાની રજા માગે છે. જીવનહાર ફરીથી એકવાર મ-

જાઓ. ત્યારે હવે હું રજા લઉ છું.

પ્રતાપ—અલબેલી પ્રેમ વાસમાં પુર્ણ બાંધી જાઓ છો, પણ નાહક રોકવામાં સાર નથી.

ગાયન ૬.

મોહીની—પ્રેમી પંથી પ્યારા પરદેશી,
જીવન હૃદય મમ પ્રા...ણ;
પ્ર- મીઠું વાણી કીધો પાણી,
નારી ચતુર સુજા......ણ.
મો- વ્હાલા વર્ણવો શું હું વનિતા,
રમણ રસીક ગુણવા........ન;
પ્ર- મુખ મનોહર તારૂં લલીતા,
શોભે શશી પ્રમા........ણ.
મો- વખાણું શું વ્હાલા પ્રીતમ,
નથી હું ગુણુની ખા........ણ;
પ્ર- સૌરની અંગ સદા સુખદાઈ,
કટી સિંહ સમા........ન.
મો- વખત થયો વ્હાલા જાવાનો,
રજા દીયો મમ પ્રા........ણ;
પ્ર- વિરહાગ જાળમાં બળતો મુકી,
જાય સુંદરી આ........મ.
મો- રમણ રંગીલા રસીયા પ્રીતમ,
મેળવશે ભગવા........ન;
પ્ર- સંભારજે મમ શાણી શ્યામા,
[illegible] મમ શ........મ

## પ્રવેશ ૫.

સ્થળ-કનકસેનનો ખાનગી દરબાર—

પાત્ર-રાજા અને દરબારીઓ, પાછળથી પ્રતાપ અને સૌભાગ્યચંદ્ર.

કનકસેન-સમરસિંહજી, ખરેખર આ વખતે શીકારમાં જો તે યુવાને મારો પ્રાણ ન બચાવ્યો હોત તો હું આ દીવસ દેખત નહિ.

સમરસિંહ-માહારાણા, પ્રભુ આપને દીર્ઘાયુષ આપે. પણ પ્રભુની ગતી ગહન છે. પળમાં શું થવાનું છે તેની મનુષ્યને ખબર પડતી નથી. તે યુવાન પુરૂષ ઘણોજ શુરવીર તથા સ્વભાવે સારો માલુમ પડતો હતો. તેણે તમને ખરી અણી વખતે સાહ્ય કરી માટે તમારે તેનો તથા સરજનહારનો પાડ માનવાનો છે.

કનકસેન-તમે કહો છો તે ખરૂં છે, મારા હૃદયમાંથી તેની મનોહર મૂર્તિ ખસતી નથી. શું તેની બોલવાની લાવણ્યતા, ખરેખર વિવેકે તો હદ વાળી હતી.

( થોડીવારે સિપાઇ આવીને, )

સિપાઇ-મહારાણાનો જય થાઓ.

કનકસેન-કેમ શા સમાચાર છે ?

સિપાઇ-મહારાણા, ઘણી દીલગીરીના.

કનકસેન-જે હોય તે સત્વર જણાવ.

સિપાઈ-રાણાશ્રી, આજ સાંજરે કુંવરીબા મોહીની શ્રી સિદ્ધનાથ મહાદેવના દર્શનાર્થે ગયાં હતાં, તેવામાં અચાનક યવન લોકોની એક ટુકડી આવી પ-

હોંચી અને કુંવરીબાને ઉપાડી.

**કનકસેન**—હેં, શું ઉપાડી ગયા ! સમરસિંહજી હું આ શું સાંભળુંછું ! અરે ! મારા વ્હાલા એકના એક બાળકને શું યવન અસુર બળાત્કારે હરણ કરી ગયા ! અરે દુષ્ટો હું તમને યોગ્ય શિક્ષા આપવા સમર્થ છું.

**સિપાઇ**—મહારાણા, શેવકને માફ કરશો. ઉપાડી ગયા નથી પણ ઉપાડી જવાની તૈયારીમાં હતા એવા-માં એક શુરવીર પુરૂષે આવી તેમને યવન લોકોની પાસેથી મુક્ત કર્યા છે.

**કનકસેન**—અરે ! એવો વિર નર મારા રાજયમાં કયાંથી ! હું મારૂ મોટું ભાગ્ય સમજુંછું. સિપાઇ, એ જયાં હોય ત્યાંથી બોલાવી લાવ. ( સિપાઇ જાય છે. ) અહાહા ! પ્રભુ તારી મારા ઉપર પુર્ણ કૃપા છે. મારો ઉદય થતો હું જોઉંછું. નહિ તો આવા વિર રત્ન મારા રાજયમાં કયાંથી ! ખરેખર ! પ્રભુ તારી પુર્ણ કૃપા છે, નહિ તો મોતના પંજામાં આવેલો કેવી રીતે બચું, વળી મારી પુત્રીની પણ લજ્જા રાખી. પ્રભુ તારી મારા ઉપર અત્યંત મહેરબાની છે. પણ એ વિર પુરૂષ કોણ હશે તે જોવાની મને ઘણી ઉત્કંઠા થાય છે. ( એવામાં પ્રતાપ તથા સૌભાગ્ય આવેછે.)

**પ્રતાપ**—(નમન કરીને) મહારાણા, તે પુરૂષ બીજો કોઈ નહિ પણ આપનો તાબેદાર પ્રતાપ છે.

**કનકસેન**—કોણ મારો પ્રાણ બચાવનાર વિર પ્ર-

તાપ ? (હર્ષથી ભેટે છે) ખરેખર, યુવાન, હું તમારો ઘણો આભારી થયો છું. ભાઈ તેં મારા ઉપર બે મોટા ઉપકાર કર્યા છે તેનો બદલો હું કેવી રીતે વાળીશ.

પ્રતાપ–માહારાણા, એમાં કાંઇ ઉપકાર કર્યો નથી હું તો આપનો તાબેદાર છું.

કનકસેન–યુવાન, તારી વાણીની માધુર્યતાથી તેં મને ઘેલો બનાવી દીધો છે ? (સૌભાગ્યને જોઇને) આ તમારી જોડે કોણ છે ?

પ્રતાપ–રાણા શ્રી, તે મારો ગુમ થએલો મિત્ર સૌભાગ્યચંદ્ર છે ?

કનકસેન–કોણ, પવિત્ર વિર, ભોપાળસિંહના રાજ્યનો સ્તંભ, તે આજ પુરૂષ ! પધારો સદ્‌ગુણી સરદાર, હું આપના આવ્યાથી ઘણો ખુશી થયો છું. તમો મારા રાજ્યમાં તમારી મરજીમાં આવે ત્યાં સુધી રહો. હું અમરગઢની સઘળી બિનાથી વાકેફ છું. તમારે નાહક શોક કરવો નહિ. પાપીઓનો પ્રપંચ હવે ખુલ્લો પડવામાં હવે વાર નથી. માટે જ્યાં સુધી પ્રપંચ ખુલ્લો પડે ત્યાં સુધી મારા રાજ્યમાં રહેશો એવી આશા રાખુંછું. તમારા શિરપર બેઠેલું જૂઠું આળ પ્રભુ ઇચ્છાથી ઉતરી જશે, અને પ્રભુ સૌ સારાં વાનાં કરશે.

પ્રતાપ–રાજન, હું આપની નોકરી કરવા ખુશી છું. પણ મારા મોટા ભાઈ સૌભાગ્યચંદ્ર ઘણી શોકાગ્નિમાં બળે છે માટે તે હાલમાં નોકરી નહિ કરી શકે

પણ લડાઇના કામમાં મદદ કરશે.

કનકસેન—મારી પુત્રીના પ્રાણુ બચાવનાર નિરપુ-રૂષ, તારી બોલવાની છટા અને લાવણ્યતાથી હું અતી પ્રસન્ન થયો છું. જો તેં મારી મોહીનીને ન બચાવી હોત તો તે સ્ત્રીના ધર્મને અનુસરીને તેનો દેહ ત્યાગ કરત, પણ કદી તે યવનને શરણુ થાત નહિ. તમે તેને બચાવી તેટલા માટે ઘણો ઉપકારી છું.

પ્રતાપ—ખરેખર, તમારી પુત્રી એક મહાન સતીછે.

પ્રપંચીલાલ—અરે રાજન, આ દુનિયામાં તો હું મારી નજરે કોઈ પણ સતી દેખતો નથી. આ કળી-યુગમાં એક સતી મળવી માહા મુસ્કેલ છે.

સૌભાગ્ય—મહેરબાન, એટલુ બધુ અઘટીત બોલો મા. શું આ દુનિયામાં સતીઓ કમી થઇ છે? નાના, એમ બને નહિ. મારી પોતાની——વાત જોતાં મારે ઘેરજ એક પતીવ્રતા સતી સ્ત્રીનો નમુનો છે. અને તે મને તેના પ્રાણુ કરતાં અધીક ચાહેછે અને તેનાજ શો-કમાં હું આવી જીંદગી ગાળુછું.

પ્રપંચીલાલ—તમે મોટી ભુલ કરોછો. કદી સ્ત્રીયો સતી હોતી નથી. હું તેને જારીણી પુરવાર કરી શકુ તો તમે મને શું આપો. સ્ત્રીઓ જયારે પોતાનો પતી પરદેશ જાય છે ત્યારે મોટી ખુશીથી બીજા જોડે મોજ માણેછે.

સૌભાગ્ય—જુઓ તમે મારી સ્ત્રીને મેં પ્રેમની નિ-શાનીમાં આપેલું કંકણુ તમે લાવી આપો તો હું તેને

જારીણી ધારૂ અને તેની સરતમાં હું તમને તેને મને જે તેના પ્યારમાં મને આ સુવર્ણની મુદ્રીકા આપી છે તે હું આપુ બોલો તમે હારો તો શું આપશો?

પ્રપંચીલાલ-જો હું હારૂં તો તમને એક લાખ રૂપીઆ આપવાને બંધાઉછું. પણ ખસુસ માનજો કે તમે આ સરતમાં હારસોજ. હયે આપો જોય વચન (રાજા તરફ) રાજન આપને સાક્ષી રહેવું પડશે.

કનકશેન-જાહું સાક્ષીછું, સૌભાગ્યચંદ્ર તમારે આ વાત કબુલ છે?

સૌભાગ્યચંદ્ર-મોટી ખુસીથી.

સૌભાગ્યચંદ્ર- ગાયન ૭.

છે વચન મુજ નીરધાર, આપુ હું હૈયા કેરોહાર;
નહીં હોય જારણી નાર, સતી મમ સુંદરી હૃદયની હાર.
પ્રીયા પ્રેમે ચાહે મુજને, અવર નહીં ભરથાર;
કરશે કાળુ જયારે, તુજને સાચો સમજીસ હું સાર.
ઝટપટ થાઓ તમે તૈયાર—છે વચન.

પ્રપંચીલાલ-નવરાખો હવે અહંકાર,
તોડું હું તારો ભાર;
સત્ય માનજે નીરધાર,
ઠરાવું જારીણી તુજ નાર.
સૌભાગ્ય- ધાર્યુ રહેશે કીરતાર,
આપુંહું હૈયાકેરો હાર.

(સૌભાગ્યચંદ્ર અને પ્રપંચીલાલ જાય છે.)

સિપાઇ–( પ્રવેશ કરીને ) મહારાણા યવનસૈન્ય રાજ્ય ઉપર ચઢી આવ્યું છે તે છાવણી શહેરની નજદીક આવી ગએલી છે તે ત્યાંથી વારે વારે હુમલા કરી રહ્યા છે અને રૈયતને બહુ ત્રાસ આપે છે.

કનકસેન–( ગુસ્સે થઇને ) આજકાલ યવન લોકો આર્ય ભુમી ઉપર બહુ જુલમ પ્રસરાવી રહ્યા છે, તેઓના જુલમની હદ થઈ ગઈ છે. તેઓ આર્ય બાળાઓના શીયળ ભંગ કરે છે. હિંદુ લોકોને જાતી ભ્રષ્ટ કરે છે અને એવા અનેક પ્રકારનાં દુખો દેછે. તેમ છતાં કોઇપણ ક્ષત્રી વીરપુરૂષ આ આર્ય ભુમીનું સંકટ નીવારણ કરવાને બહાર પડતો નથી. અફસોસ ! બધા યવન લોકોનું દાસીત્વ ગ્રહણ કરીને બેઠા છે: તેમના ઉપર જુલમનો બોજો નાંખવા વાળો આવે છે તેઓ ગધેડાની માફક મુંગો મોંઢે સહન કર્યા કરે છે. ગરીબ જેવા થઇને માથું પણ ઉચું કરી શક્તા નથી ! લઢાઈ કરતાં સલાહને વધારે ચાહનાર થયા છે. એવા બાયલા ક્ષત્રીઓને ધિક્કાર હજો.

પ્રતાપ–રાણા શ્રી આપ આ શું બોલો છો ! શું આર્ય માતા ક્ષત્રી વીર પુરૂષોથી ખાલી થઇ ગએલી માનો છો ! શું તમે તેને કંગાલ ગણો છે, નાના, હું તેમને મારા બાહુ બળથી પાછા હઠાવવા તૈયાર છું. પણ આપ આ શું કહો છો ?

## ગાયન ૮.

આશું બોલોછો મહારાજા રાજવીતમે;

સિંહ બાળ સંકટે શું દુઃખના ખમે. આ શું.
કદીના શત્રુને સુરાઓ ભીરૂ થઇ નમે;
તુરીને નચાવી રણનાં દુષ્ટને દમે. આ શું.
અસ્ત્ર શસ્ત્ર વહાલા એમને બીજુ ના ગમે;
ધીરજ રાખી રણમાં લઢે છે તે એ સમે. આ શું.
સત્યતાને પાળવી બજાવે ધર્મ ટેક;
ક્ષત્રી વિના આર્ય માતા થઇ બેહાલ છેક.આ શું.

કનકસેન—શાબાશ છે વિર પુરૂષ તમારી આટલી નાની વયમાં સૌર્યતા અને પરાક્રમ જોઇ હું ઘણો પ્રસન્ન થયો છું. હું તમને થોડુ લશ્કર આપુ તે લઇ હાલ તેમના હુમલાની સાથે તમે બચાવ કરો પાછળથી હું મારૂં ખાસ લશ્કર લઇ યવન લોકોની સામે કેશરીયાં કરી રણમાં ઘુમનાર છું. માટે સત્વર તૈયારી કરો.

## પ્રવેશ ૬.

### સ્થળ મોહીનીનો મહેલ.

પાત્ર મોહીની અને તેની દાસી સુલોચના પાછળથી પ્રતાપ.

મોહીની— ગાયન ૯.

છબી મારા ચિત્તમાં ગઇ વસી. ( ૨ )
સખી મારો આવશે કયારે સસી—ટેક.
હસી હસી આવે, મનડુ લોભાવે;
પ્રેમ ફંદે હું ફસી— સખી.
મુઝાઇ મોહન મદન વિણ હું.
ઉરમાં રહયો ઠસી— સખી.

કામાગ્નિ ભડકે બળે, આળગઈ ચોપાસ.
દેહ દગ્ધ થાતુ ખરે, સ્નેહ વારી વિણુખાસ
સુલોચના—શીદને વિકાશે, પ્રભુ મહેર થાશે.
પ્રેમી પરખે કસી—                                    સખી

મોહીની—સુલોચના મને વચન આપીને હજુ પ્રાણેશ કેમ ન પધાર્યા શું તે આ દાસીને વીસરી ગયા હશે. ના, ના, તે આવવાજ જોઇએ. રસીલાની રમણીય મુર્તિ મારા મનમાં વશી ગઈ છે; તનની તસ્વીર ચિત્ત-માં ઠશી ગઇ છે.

સુલોચના— અને આપની બુદ્ધી પણ ખસી ગઈ છે વળી આવાં ઘેલાં તો શું કાઢો છો, કોઈના મોઢે બ-ક્કી જશો તો જગતમાં બે આબરૂ ગણાશો કંઈ વિચાર તો કરો !

મોહીની—બળ્યુ મશ્કરી શું કરતી હશે. રોગીની પીડા રોગીજ જાણે. તારેતો મન મશ્કરી છે પણ મા-રોતો જીવ ઉથલ પાથલ થઇ રહ્યો છે. બ્હેન હવે તારી મશ્કરી જવાદે.

સુલોચના— અરે વાહરે પ્રેમમાં ચળેલી ચતુરા શીતારી ઘેલછા, બ્હેન જરા ધૈર્ય રાખો તે હમણાજ આવતા હશે. કંઈ કામસર રોકઇ ગયા હશે નહિતો આવ્યા વગર ન રહે. ( થોડીવારે સામુ જોઈને ) લ્યો ઉતાવળ કરતો હતો તે આ સામેથી આવ્યા લ્યો ( જાય છે. )

મોહીની-( પ્રતાપ આવે છે તેને ) કોણ મારા પ્રાણેશ પ્રતાપ !

પ્રતાપ-હા મારી મધુર મોહીની. પ્રિયા આવ. ( ભેટે છે. )

મોહીની-મારા પ્રેમના પ્યાસી મધુકર, આ દાસીની પાસે આવતાં કેમ વિલંબ થાય છે.

પ્રતાપ-મારી મધુર મોહીની, વિલંબ થવાનું કારણ બહુ દુઃખદાયક છે. તે ઘણું શોકજનક છે. અને તેથી તારે ઘણું દીલગીર થવું પડશે.

મોહીની-પણ મારા મનહર, એવું તે શું કારણ છે તે જણાવવાની કૃપા કરશો.

પ્રતાપ-ઘણીજ ખુશીની સાથે. પ્રીય આપણા નગરથી થોડેક દુર મુસલમાન લોકોએ પડાવ નાંખ્યો છે. અને રૈયતને ઘણુજ દુઃખ આપે છે. ગામનાં ગામ ઉજડ કરી નાંખ્યાં છે. માટે મને માહારાણાશ્રી તરફથી હુકમ મળ્યો છે કે મારે થોડુક લશ્કર લઇ યવન લોકની સામે લઢવા જવાનું છે. અને તેથીજ મને આવતાં વિલંબ થયો હતો અને પ્રિયા હું હવે તારી રજા માગવા આવ્યો છું. પ્રીયા મને ઘણો તાકીદનો હુકમ મળ્યો છે માટે મારે અવશ્ય કરીને જવુંજ જોઇએ.

મોહીની-પ્રાણેશ ! શું તમે રણક્ષેત્રમાં જશો ! શું મને વિયોગી કરી ચાલ્યા જશો પ્રાણ ! યવન લોકોની સામે તમે આટલી નાની ઉમરમાં શી રીતે લઢી શકશો. એ વિકાલ રાક્ષસોનાં પંજામાં તમે સપડાઇ

જશો. પ્રાણુ હું તો તમને નહિ જવા દઉ.

પ્રતાપ–પ્રીયા આમ હઠીલી શું થાય છે તું ક્ષત્રાણી છે. અને ક્ષત્રીઓનો ધર્મ લઢાઈ કરવાનો અને દુષ્ટોને દંડ આપવાનો છે. તુ ક્ષત્રાણી થઈ મને આમ ના હીંમત કરે છે તે શું યોગ્ય ગણાય. સુંદરી ! કંઈ સારા શુકન આપો તેથી સંગ્રામમાં યશસ્વાન થવાય અને તમને પાછુ વહેલું મળાય.

મોહીની–પ્રાણેશ મને લઢાઇ જોવાનો ઘણોજ શોખ છે માટે મને સાથે લ્યો.

પ્રતાપ–પ્રીયા તમે તમારા બાપુની સાથે આવજો હવે મને રજા આપો.

મોહીની— ગાયન ૧૦.

પ્રતાપ પ્રાણ પ્યારા શુ કીરતી પ્રસારજો.
શુ કીર્તિ પ્રસારજો, યવનો સંહારજો; (૨)

પ્રતાપ– જાવું વહાલ વેગે, છોડાવું પ્રજાજન,
આશીશ તારી, પ્રીયા મુને ફળજો–હાં (૨)પ્ર.

મોહીની–પ્રાણપીયુ મારા છો ચક્ષુના તારા;
વીરોની હાકથી રણક્ષેત્રને ગજાવજો.
—હાં (૨) પ્રતાપ.

## પ્રવેશ ૭.

સ્થળ જાલમસિંહનું રહેઠાણ. પાત્ર જાલમસિંહ, કેદારસિંહ અને પછી પ્રપંચીલાલ છેવટે ઝરીના.

જાલમસિંહ–દોસ્ત કેદારસિંહ, સૌભાગ્યને તો

દેશ નિકાલ કરાવ્યો પણ ખુન કરવાની કોશીશ કરતાં નાહક નાક ગુમાવ્યું. હશે, પણ કંઇ ફીકર નહિ એને તો જોઇ લેવાશે. હાલ રાજાજી તેને પુર્ણ વિશ્વાસુ માણસ ગણે છે માટે તેની ભોળાઇનો આપણે શા માટે લાભ ન લેવો જોઇએ, બસ હવે જો ઇન્દુમતી મારી સાથે કબુલ થાયતો બંદાનો બેડો પાર. પણ એ હઠીલી છે નાહક સતાવતાં આત્મ હત્યા કરેતો પછી શું કરવું, માટે એનું પણ થઈરહેશે. હાલતો રાણાજીને ઠાર કરવા જોઇએ. અને રાજ્ય આપણા હાથમાં લેવું જોઇએ પણ એનું શું કરવું. કંઈ ઉપાય છે ?

કેદારસિંહ—એનો પણ ઉપાય ;છે; એમાં છે શું, છેશું, જુઓ સાંભળો સાહેબ, રાણાશ્રીને મારી નાં-ખવામાં કંઇ પણ વાર લાગનાર નથી.

જાલમસિંહ—પણ એવો તે શો ઉપાય છે તે ભસી મરને. છે, છે શું કર્યા કરે છે ?

કેદારસીંહ—અરે સાહેબ એમાં છે શું. રાણાશ્રીનેતો રાતના વખતે ઊંઘતાજ ઠાર કરવા પછી તમને કોણ પુછનાર છે.

જાલમસિંહ—પછી તો આપણને કોણ પુછનાર, ઇંદુમતીને વરતાં પણ શીવાર પણ જો કેવી રીતે કરવું તેનો કંઈ ખુલાસો.

કેદારસિંહ—અલબત એમાં છે શું. એનો પણ ખુ-લાસો છે, છે. તમારે રાત્રે મહેલમાં ગુસાઇ જવું અને રાણાશ્રીને ઉંઘતાંજ ઠાર મારી નાંખવા પછી બધું થઇ રહેશે.

જાલમસિંહ–પણ શું એવી ઘાતકી રીતે !

કેદારસિંહ–અરે એતો બધીએ રીતે નહિ તો રાજય ક્યાં ટાંગ્યું છે.

સિપાઇ–( પ્રવેશ કરીને ) સાહેબ બહારથી કોઇ મુસાફર હાલજ કનકાવતી તરફથી આવેલો છે અને તમારી મુલાકાત લેવાની ઇચ્છા રાખે છે.

જાલમસિંહ–ભલે ત્વરાથી આવવા દે.

( થોડી વારે પ્રપંચીલાલ આવેછે તેને જોઇને. )

કોણ પ્રપંચીલાલ ! આવો, આવો, આવો, આજતો પ્રભુએ લીલાલહેર કરી અને તમારાં પગલાં હમારે ઘેર થયાં. કહો ત્યાંના શા સમાચાર છે. કંઇ નવાજુની ! આપને શા પ્રસંગે અત્રે પધારવું પડયું છે. હમારા સરખુ કામકાજ હોય તો બેલાશક ફરમાવશો.

પ્રપંચીલાલ–નવા જુની તો કંઇ નથી, પણ એક સૌભાગ્યચંદ્ર અને પ્રતાપ નામના બે સરદાર આવ્યા છે, અને તેનું કહેવુંજ રાણાશ્રી માને છે. તેની સ્ત્રી ઇંદુમતી કરીને છે તેના વિષે તે બહુ મગરૂબી ધરાવેછે, અને કહે છે કે મારી સ્ત્રી મહાન્ સતી છે. તે જોઇ મારૂ કાળજુ બળીને ખાખ થઇ જાય છે. માટે હું તો તેને કોઇ પણ પ્રકારે ફસાવી તેના હાથમાં સૌભાગ્યચંદ્રે પ્રેમની નિશાનીમાં જે કંકણ પહેરાવ્યું છે તે મેળવવા મારે આવવું પડયું છે.

જાલમસિંહ–મિત્ર ખરેખર તેની સ્ત્રી સતી છે. તેના કહેવામાં કંઇ પણ અસત્ય નથી તે હમારા રાજાની

પુત્રી ઇંદુમતી છે. ખરેખર તમારૂં ત્યાં કંઇ પણ ચાલે તેમ નથી. સૌભાગ્યચંદ્ર મારો કટ્ટો દુશ્મન છે. મેં તેને રાજ્યદ્રોહી ઠરાવી દેશનિકાલ કરાવ્યો છે, તોપણ મારૂં વેર હજુ પુરેપુરૂ નાશ પામ્યું નથી.

પ્રપંચીલાલ—મહેરબાન તમે જો મારૂં આટલું કામ કરો તો હું આપનું સૌભાગ્યચંદ્ર પ્રત્યેનું પુરેપુરૂ વેર લઉ.

જાલમસિંહ—ભાઇ તમારૂં ત્યાં કંઇ પણ ચાલનાર નથી. મેં ઇંદુમતિને ઘણી પણ લલચાવી હતી પણ મારી સામે નજર પણ કરી નહોતી. ખરેખર તે હંસણીછે તે મોતીનો ચારો ચરશેજ. ક્ષત્રી કુળમાં ઉત્પન થએલી સિંહણ છે. તે ભુખે મરી જાય તોપણ ઘાસને કદી પણ ચરે નહિ તો તમારી આશાઓ તો કયાંથી વૃદ્ધી પામે.

પ્રપંચીલાલ—( નીશાસો નાખીને ) હરી, હરી, શું ત્યારે મારી મહેનતતો ફોકટ ગઈ. મારે મારી સરતમાં હારવુંજ પડશે ! ( જાલમસિંહ તરફ ) પણ કંઈ પણ યુક્તિ કરતાં ને પ્રપંચ પાસો નાંખતાં તે આપણી જાળમાં ફસાઇ જાય એમ છે કે નથી. ( થોડીવાર સુધી બન્ને જણા શાંત બેશી રહે છે. )

જાલમસિંહ—( વિચાર કરીને ) હાં હાં, એક યુક્તિ યાદ આવે છે, કદાચ કામ પાર પડે એમ બની શકે ખરૂં !

પ્રપંચલાલ—( અધીરો થઇને ) મિત્ર એવી શી યુક્તિ છે, મને સત્વર જણાવ, મારી ધીરજ રહેતી નથી,

જાલમસિંહ—જુઓ સાંભળો, એના અંતઃપુરમાં મારી રાખેલી એક દાસી છે, તે જો તમને કંઇ પણ યુક્તિ કરી તેના મહેલમાં લઇ જાય અને તમે ત્યાંથી તેનું કંકણુ ચોરી લાવો, તો કામ થાય એ સિવાય બીજો ઉપાય નથી.

પ્રપંચીલાલ—અરે એમ તો એમ. પણ એ દાસી કયાં છે, તેને તો બોલાવો.

જાલમસિંહ—મેં આજ એને બોલાવી છે માટે તે આવતી હશે.

( થોડીવારે સામુ જોઇને ) જુઓ પેલી આવે. આયુષ્ય તો બહુ લાંબુ છે. અરે જરા એનો લટકો તો જુઓ. બસ કતલ કરી નાંખે છે. વાહરે વાહ.

ઝરીના—( આવીને ) કેમ પ્રાણેશ આજ ઘણે દીવસે મારૂં શું કામ પડયું છે ?

જાલમસિંહ—અરે દીલજાન તારા વગર તે કંઇ ચેન પડે. અરે બીલકુલ નહિ હવે તો તું મારી સાથે સદાય રહે, એવું કરે તો ઠીક.

ઝરીના—ઠીક છે આપની ઇચ્છા હશે તો તેથી પણ આપણે હજુ પ્રપંચોમાં પુરા ફાવ્યા નથી. માટે હાલમાં છુપુ રહેવું ઘણું સારૂં છે. પ્રભુ કરે ને આપણને જય મળે તો પછી આપણે સાથેજ છીએ ને. પણ બોલો શું કામ કરવાનું છે ?

જાલમસિંહ—કામ ઘણું વિકટ છે. મારો એક મિત્ર ઇંદુમતિ સતી છે તે સાંભાળી તેનાં દર્શન કરવા આવ્યો

છે અને હાલતો ઇંદુમતિ એકાંતમાં રહે છે. માટે તું એવી યુક્તિ કર કે તેને કોઇ જાણે નહિ તેવી રીતે તેના મહેલમાં લઇ જા.

ઝરીના—જુઓ કામ તો ઘણું જોખમ ભરેલું છે, પણ આપની ખાતર હું કરીશ. આજ ઇંદુમતિ તેના મહેલમાં રહેનાર છે, માટે હું તેમને છુપા દ્વારથી લઇ જઇશ, માટે તેમને મારી સાથે મોકલો.

જાલમસિંહ—( પ્રપંચીલાલને બોલાવીને ) પ્રપં-ચીલાલ, તમે આની સાથે જાઓ. તે તમને તેની મુલા-કાત કરાવશે. પણ હુશીયારીથી રહેજો. સાવધાન રહે-જો, કોઈ જાણી ન જાય, કામ બહુ ભારી છે.

પ્રપંચીલાલ—ઠીક છે જાઓ તમારે કંઇ ફીકર રા-ખવી નહિ. ( જાલમસિંહ જાય છે. )

પ્રપંચીલાલ—બસ હવે બંદાનો બેડો પાર. પ્રપં-ચથી કામમાં પાર પડીશું ખરા, વાહ પ્રપંચ વાહ તારી ખુબી વાહ બસ.

### ગાયન ૧૧.

નશીબ આડુ અવળું કરશે,<br>
પ્રપંચમાં તે પુરો પડશે, વાહ —નશીબ.<br>
વિધાતા તેને નવ નડશે, પ્રપંચપર જો પ્રેમે પડશે -વાહ.<br>
વિશ્વ પતિનો વિકટ વાસ,<br>
કંઈ ન કરતો તેને ત્રાસ;<br>
પથ્થર લઇ પાણીમાં તરશે,<br>
અવની અલબેલો થઈ ફરશે. વાહ—નશીબ.

માન પામસે મોટા પાસ;
ભલા ભલા ભુપ કરશે દાસ;
મુરખ ભલે મમતામાં મરશે,
વિજયી આખરે પ્રપંચ તરશે. વાહ—નશીબ.

## પ્રવેશ ૮.

### સ્થળ ઇંદુમતીનો મહેલ.

પાત્ર ઇંદુમતિ, પાછળથી ઝરીના અને પ્રપંચીલાલ.

ઇન્દુમતી— ગાયન ૧૨.

અરે આ ભવસાગર આધાર, એકતું શ્રીહરીરે;
કહું કરગરી હું કીરતાર, કૃષ્ણકું કીંકરીરે. —અરે.
દુઃખીયારી છું કરૂણા સાગર, મેહે.......ર ધરો;
વનમાળી હરો નટવર નાગર દુ.......ખો હરો;
થા માયાળું કીરતાર—અરે.
દુઃખ પડયું દાનવ દયા, પિતાજીએ પ્રભુ નવ ધરી;
પતિ વિયોગી પ્રેમદા, પ્રભુ મુજને હાયે કરી.
ચિંતાની ચિતા લાગતી, હૃદય હોળી સળગાવતી;
કરૂણા સાગર ભરથાર, મારા મેળવો કમળાપતિ—અરે.

વિમળા—બ્હેન આમ રોજને રોજ શોક કર્યાથી આપનું શરીર ક્ષીણુ થઇ જશે. અને મને ધાસ્તી લાગે છે કે આનું પરિણામ સારૂં નહિ નીવડે. (રડતી રડતી) બ્હેન તમને મારા સમ છે. તમે કલેશ તજીદ્યો.

ઇન્દુમતી—(રડતી રડતી તેને બાઝીને) બ્હેન તું

કહે છે તે સત્ય છે, તારૂં કહેવું યથાર્થ છે પણ પતિ વિયોગની હોળી મારા મનમાં નિરંતર સળગ્યા કરે છે પતિનું સુખ પુરૂ ભોગવ્યા વિના મારા પિતાજીએ ભોળપણુમાં વૈદાવ્ય સોંપ્યું છે. બ્હેન હું નિરાધારછું, લાચાર છું, રાજકુમારી થઈ તેના કરતાં એક ગરીબની પુત્રી હોતતો પ્રેમનું ખરેખરૂ સુખ અત્યારે ભોગવતી હોત, મને સંસાર પર પુરો કંટાળો આવે છે. બ્હેન હવે ધીરજ રહેતી નથી. આજ મારૂં જમણું અંગ ફુ-રકે છે. અને કંઇ અશુભ નિશાની દાખવે છે.

વિમળા—બ્હેન શાંત થાઓ, એવા ખોટા વિચાર મગજમાં પેસવા દેશો નહિ; પરમેશ્વર દયાળુ સારૂંજ કરશે. સરજનહારને સઘળી ફીકર છે. કીડીને કણ અને હાથીને મણ આપનાર પરમેશ્વર શું તમને ભુલી ગયો હશે ! ના બ્હેન તેમ તમે ધારશો નહિ. હવે રાત ઘ-ણી વીતી ગઈ છે તેથી જરા નિંદ્રા લ્યો હું તમને પવન નાંખું એટલે ઉંઘ આવી જશે.

ઇંદુમતિ—ખરેખર, વિમળા તું મારી દાસી નથી પણ તું મારી બ્હેન જેવી છું. તારૂં વચન માથે રાખી હું સુઇ જાઉં છું ( પલંગમાં સુતી વખતે હાથ જોડીને) પ્રભુ ! મારા પ્રાણેશનું સદા રક્ષણ કરજે.

## ગાયન ૧૩.

પ્રભુ સાહ્ય થાઓ આ બાળાને;
આવી પડી હું દુઃખીત કાળને.—પ્રભુ-ટેક.

માતુ મારી ગઇ મરી, હર્યા દાનવે ભ્રાત;
પતિ વિયોગી હું થઇ, દુર થયા મમ તાત,
શ્રીહરી સમરૂ સંભાળને;–પ્રભુ૦

( સુઇ જાય છે. વિમળા પવન નાંખે છે. થોડીવારે વિમળા પણ જાય છે અને છુપાતો છુપાતો પ્રપંચી-લાલ આવે છે. )

પ્રપંચીલાલ–(ઇંદુમતીને જોઇને) શું આ ઇંદુમતી હશે ! આહાહા ! પ્રભુ શું એનું રૂપ છે ! શી એના શરીરની કાન્તી છે ! આહાહા ! સ્વર્ગની ઉર્વશી અપ્સ-રાને પણ હઠાવે એવી છે. ખરેખર સૌભાગ્યચંદ્ર આવું સ્રી રત્ન તને મળવાથી તું દુનિયામાં મોટો ભાગ્ય-શાળી છું. લાવ અત્યારે મારૂં કામ કરી લઉં. ( પછી ત્યાં નિશાની બતાવવા માટે સીનેરી બધી લખી લે છે. ત્યાર બાદ ધીરે રહીને હાથનું કંકણુ કાઢી લે છે, અને તેની ગરદન ઉપર આવેલું લાંચ્છન જોઈ લે છે. ) બસ હવે બંદાનો બેડા પાર હવે અહીંથી બારોબાર પાણી પણ પીધા વગર કનકાપુરી ચાલ્યો જાઉં. વાહ ! પ્રપંચ તારી તો ખુબી ન્યારી છે !

## પ્રવેશ ૯.

### સ્થળ–સૌભાગ્યનું ખાનગી મકાન.

પાત્ર. સૌભાગ્યચંદ્ર, પાછળથી પ્રતાપ અને છેવટે પ્રપંચીલાલ.

પ્રતાપ–મિત્ર સૌભાગ્યચંદ્ર હાલ મારે લડાઈમાં જવાનું છે. અને રાજાજીએ મને હુકમ આપ્યોછે માટે મારે રણના મોખરે ઉભા રહેવાનું છે. માટે હું તને મળવા આવ્યો છું. ભાઇ મારે ને તારે રામ રામ છે છેલ્લી વખતના પ્રણામ સ્વીકાર. ભાઇ વ્હાલા ભાઇ જો હું જીવતો રહીશ તો હું તને હોંશથી મળવા આવીશ. પ્રભુ તારા આત્માને સુખી રાખે ભાઇ તમે મુઝાશો નહિ. અને જો કાંઇ સાહ્ય કરો તો મ્હારા સમ છે.

સૌભાગ્યચંદ્ર–પ્રીય ભાઇ એવાં વચન કાઢ મા; પ્રભુ તને સાજો તાજો પાછો મોકલશે. અને તને વિ-જયી કરશે. પ્રભુ તને અને તારા લશ્કરને વિજયી કરે એવાં મારાં આશીર્વચન છે.

પ્રતાપ–તથાસ્તુ! આપનું વચન માથે ચઢાવું છું. ભાઇ તમે લઢાઇ જોવા ચાલો તો ઠીક, ત્યાં તમને ઘણી રમુજ પડશે. રણભૂમિમાં વિરોની હાક સાંભળી તમને સુરાતન ચઢશે.

સૌભાગ્યચંદ્ર–(નિશાશો નાંખીને) હવે લઢી રહ્યા જીવનની દોરી દંદુને હાથ ગઈ છે; પ્રિયા! પ્રિયા! મધુર પ્રિયા! તું શું કરતી હશે? અરેરે! જળ વિણ માછલી મુંઝાઈ હશે. પ્રિયા! તારા નામની મુખે માળા જપતોજ રહું છું.

પ્રતાપ–ભાઈ પાછા લવારે ચઢયા કે? લ્યો હવે હું રજા લઉં છું.

સૌભાગ્યચંદ્ર–જા, ભાઇ જા. મોટી ખુશીથી જા.

વિરભ્રાત રણક્ષેત્રમાં કદી પણ પાછો હઠતો નહિ. યવનોથી પ્રાણાંગતે પણ પાછો હઠીશ નહિ. હવે તું મારી ફીકર રાખીશ નહિ. કોઇને પણ સંભાર્યા વગર શ્રીરામ ઉપર આધાર રાખી સંગ્રામમાં લઢજો અને યવનોને હઠાવજો. જા પ્રભુ તને વિજયી રાખે. ( પ્રતાપ જાયછે અને સૌભાગ્યચંદ્ર થોડીવાર સુધી શાંત બેશી રહેછે. )

સૌભાગ્યચંદ્ર—પ્રપંચીલાલ મારી પ્રિયાની પરિક્ષા કરવા ગયો છે પણ મને પાક્કી ખાતરી છે કે તે પતિવૃતા સ્ત્રી છે. શું મોગરો કૌવચની સંગતથી તેના જેવો થઈ જશે ? શું તે જારીણી ઠરશે ! ના ના ! તે મને પ્રભુની માફક ચાહે છે. અને નિરંતર મારૂં નામ જપ્યાં કરે છે. ( નિશાશો નાંખીને ) પ્રિયા, પ્રિયા ! મધુર પ્રિયા ! થોડીવાર પછી પ્રપંચીલાલ આવે છે.

પ્રપંચીલાલ—(આવીને) કેમ મહેરબાન, ખુશીમાં તો ખરા.

સૌભાગ્યચંદ્ર—આવો, પ્રપંચીલાલ તમે તમારા યત્નમાં નિષ્ફળ નિવડ્યાને ! હું કહેતો હતો તે શું અસત્ય કહેતો હતો ! ના ના ! તમારે એમ ધારવું નહિ !

પ્રપંચીલાલ—સાહેબ, આપની મોટી ભૂલ છે. હું પૂરાવો સાબીત કરૂં છું કે આપની સ્ત્રી જારીણી છે, હવે બાંધી મૂઠી લાખની રાખો. ખુલ્લી વાત કહેવામાં કંઇ ફાયદો નથી. હું ખરી ખાત્રીથી કહુંછું કે તમારી સ્ત્રી સારી ચાલની નથી.

સૌભાગ્યચંદ્ર—અરે નીચ, બેવફા સરદાર, તારી

જીભ બંધ કર. નહિ તો મારે કાપી નાંખવી પડશે. (ગુસ્સામાં) અરે નિચ તું મારી સ્ત્રીને જારીણી કહેછે તે મને સાબીત કરી આપ, નહિતર આ સમશેરથી તારા ટુકડે ટુકડા કરી નાંખીશ. બસ, અત્યારેને અત્યારે પુર્વાથ કરી આલ.

પ્રપંચીલાલ—બસ કે સાહેબ થઇ રહ્યું. એટલામાં ક્રોધમાં ચઢી ગયા કે! હયો ત્યારે હું કહુંછું કે આપની સ્ત્રી પતિવૃતા છે. હયો થયું હવે, હું તમારા રૂપૈયા સરત પ્રમાણે મોકલી દઉંછું.

(જવા માંડેછે.)

સાૈભાગ્યચંદ્ર—(પકડીને) ના, ના, સબુર કર, તું સત્ય બોલ. મને બહુ વ્હેમ આવેછે. કહે મારી સ્ત્રી કેવી છે? એક રીતે જોઉંછું તો તારા નામ પ્રમાણે તારામાં ગુણ માલુમ પડેછે, કારણ કે તું પ્રપંચી છું, નિમકહરામ છું, કૃતઘ્ની છુ, નિષ્ઠુર છું. એક રીતે જોઉં છું તો તું સતીયો છું, સાચુ બોલનાર છું, અને સુવર્ણનો કટકો છે, અને બીજી રીતે જોઉંછું, તો તું ખોટો કાચ માલુમ પડેછે, પણ તું મને કહી દે. તેં શું જોયું. મને સત્ય કહી દે. શું! મારી ઇંદુમતી બેવફાદાર, હાય! (નિસાસો નાંખેછે.)

પ્રપંચીલાલ—સાહેબ, ખરૂ કહુંછું. એકવાર નહિ પણ હજારવાર બેવફાદાર છે. હું તમને વર્ણન આપું તે સાંભળો. હું ત્યાં ગયો ત્યારે તેણે મને એકરાત્રી તેની સાથે ગાળવાની કહી. હું ત્યાં ગયો.

સૌભાગ્યચંદ્ર–( ચમકીને ) અરે, આ શું ! કેવી અ-જાયબી ! અરે નિચ હજુ જુઠું બોલેછે ? તું બોલ કે તે કેવી હતી ?

પ્રપંચીલાલ–એને તે જોયું હતું તેનું વર્ણન આપે છે.

સૌભાગ્યચંદ્ર–એ તો તેં કોઇને મોઢે સાંભળ્યું હશે.

પ્રપંચીલાલ–હજુ પણ માન્યામાં આવતું નથી, મારા સરદાર તો હજી કહ્યું કે તેની ગરદન ઉપર એક ડાઘ છે.

સૌભાગ્યચંદ્ર–નહિ, નહિ, હજુ પણ તે વાત મારા માનવામાં આવતી નથી. તેં એને કોઇ ઠેકાણે જોઇ હશે. એના કરતાં કંઇ બીજી સાબીતી બતાવ. મને તો લાગે છે કે તું કપટી છે.

પ્રપંચીલાલ–હવે એ વાતજ જવા દ્યોને. નાહક પાણી વલોવ્યાથી શું થવાનું છે. થઇ ગઇ એ થઇ ગઇ.

સૌભાગ્યચંદ્ર–ના ના, સાચું કહે. મારી ધીરજ ર-હેતી નથી. હાય ! શાણી પ્રિયા વફાદાર ! એ તે કેમ બની શકે, ઘણું અસંભવીત; ભારે કાવતરૂં, અરે કૃ-તઘ્રી માણસ આગળ જે બન્યું તે કહી સંભળાવ !

(પ્રપંચીલાલ કંકણ આપે છે. )

સૌભાગ્યચંદ્ર–(ચમકે છે ) અરે ! આ હું શું જોઉંછું આતો સ્વપ્ન કે સાચું.

પ્રપંચીલાલ–મહેરબાન, તમે આ જવાહીર કોઇ દીવસ જોએલું ખરૂં કે ?

સૌભાગ્યચંદ્ર–શા માટે નહિ, અલબત, મેંજ તે

મારી પ્રિયાને આપ્યું છે. તારે હાથે ક્યાંથી આવ્યું? ભલા માણસ, શું મારી સ્ત્રીએ તે તમને આપ્યું !

પ્રપંચીલાલ—ના ના, શંકા રાખોમા. એ તો યારીની ખાતર આપ્યું છે. હવે મેં તમારી સ્ત્રીને જારીણી તરીકે બહાર પાડી છે તો સરત મુજબ પેલી વીંટી કાઢી દો.

સૌભાગ્યચંદ્ર—હાય, હાય ! મારી આંખે અંધારાં આવે છે શું મારી પ્રિયા જારીણી હશે. ના ના કદી એવું બની શકે નહિ ! ( થોડીવારે ) અરે, કેમ બની-શકે નહિ ! ( થોડીવારે ) અરે, કેમ ન બની શકે, મને દીલગીરી છોડી દે, સ્ત્રીઓના મન પુરૂષ કરતાં કઠગ્ર હોય છે, નામ ત્યારે અબળા પણ દુનિયામાં એના જેવી સબળા કોઇ નથી. અરે જારીણી અરે પાષણ હૃદયની પાપીણી ઇંદુ, તને ધિક્કાર હજો, અરે તારા ખોટા પ્યારમાં ફસાઇ ઘણાં સંકટ સહન કર્યા, દેશનિકાલની સજા ભોગવી, અને દુનિયાંની નજરમાં રાજ્યદ્રોહી ઠર્યો. એ સઘળાંનુ કારણ તુંજ છે. અરે ખોટા પ્યાર બતાવનારી, મુખે મધુર વચન બોલનારી સ્ત્રી તેં મારૂં કુંદન જેવું જીવન રોળી નાંખ્યું છે. ( પ્રપંચીલાલને ) હું તારો આભાર માનું છું કે તેં મને પહેલેથી ચેતાવ્યો. લે આ મુદ્રીકા, તે મારે હાથે રહેવાને ના લાયક છે.

પ્રપંચીલાલ—સાહેબ, એમાં કંઇ ઉપકાર મેં કર્યો નથી. મેં મનુષ્ય ફરજ બજાવી છે હવે હું રજા લઉછું. કંઇ કામકાજ ?

સૌભાગ્યચંદ–જાઓ રજા છે. કંઈ કામ નથી.

( પ્રપંચીલાલ જાય છે અને તેના ગયા બાદ. )

સૌભાગ્યચંદ્ર–લાવ, એ કુલટા સ્ત્રીને એક પત્ર લખી તેને ફીટકાર આપુ પછી હું મારો દેહ ત્યાગ કરીશ હું અમર ગઢમાં પાછો જાઉં અને વને વને અને જંગલે જંગલે ભટકી મારા દેહની ચાહુતી આપુ અને કદાચ પકડાઉતો રાજ્યદ્રોહી તરીકેના કાયદા પ્રમાણે મને ગરદન મારવામાં આવશે. સંસાર ઝેર જેવો થઇ ગયો છે દુઃખનો પ્યાલો ટોચ સુધી ભરાઇ ગયો છે. હવે એક ટીપું પણ વધારે ખમી શકે તેમ નથી. પ્રતાપ જો આ ખબર જાણશે તો મારી પાછળ આવશે. પણ નહિ ! હું એને ખબર નહિ જણાવું, હુ તેને કુંવરીના પ્યારમાં ખલેલ નહિ પહોંચાડું, શું એને સાથે લઉં ! ના, એ કદી બને નહિ.

## ગાયન ૧૪.

થાય થાય નહિ એવું કદીરે, (૨)
નિજ કાજ માટે મિત્ર શું હું દુઃખી કરૂં;
અણુઘટતું હરી પગલુ જરી ન ભરૂં,
જાય જાય જીવ ભલે અહીંરે. —થાય.
પ્રતાપ પંથ પડે સંગે જો આવે મારી,
રડી મરશે હાય નારી એ બિચારી,
સંતાપું શું આવાં વેણુ વદીરે. —થાય.

નહિ. પ્રતાપને તો સાથે નજ લેવો જોઇએ. તેના સુખની કિનારે આવેલી નાવને હું શા માટે ડુ-

બાડું. મારે મારાં ફળ ભોગવવાંજ જોઇએ, લલાટમાં લખેલા વિધાતાના લેખ મટનાર નથી, ઇંદુ, ઇંદુ, તેં મારૂં કુંદન જેવું જીવન રોળી નાંખ્યું છે. અરેરે જ્યારે તેં આપઘાત કર્યો છે એવી ખબર હું સાંભળીશ ત્યારે હું રડીશ. પણ તે આંસું શોકનાં નથી પણ ક્રોધનાં છે. જા, જા, પ્રિયા રામ રામ. હવે દુઃખી થએલો આત્મા પણ તારી પાછળજ આવશે. આ કાગળ વાંચીને તું મને તારૂ કાળુ મુખ બતાવીશ નહિ. હાય જીવન ઝેર થયું છે.

## ગાયન ૧૫.

સંસાર સાર, જોડીને પ્યાર, જીવનખાર થયું થયું,<br>
શાણી નાર, રમેછે જાર, નહિ સંસાર સત્ય રહ્યું.<br>
ભણુતર ભૂલીને, સાગરે ગયું ગયું— સંસાર૦<br>
રાંડ જાત, ખોટો કાચ, ધરેરે પ્યાર ગમાર,<br>
મોહમાં ફસાઇ અંતે ખાયે જુતી માર;<br>
વિશ્વપતિ જગતપતિ શું જોડાને પ્યાર.<br>
રોળ્યું હાય જીવણુઆય સુખ સહુ ગયું ગયું–સંસાર૦

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ—રણુક્ષેત્ર.

પાત્ર. હીંદુઓ. રાજા કનકસેન તથા પ્રતાપ. પાછળથી મુસલમાનો.

કનકસેન—અરે મારા બહાદુર સરદારો અને ભાયાતો ! આજે આપણે સઘળા રણુક્ષેત્રમાં યવનોનું

રૂધીર પીવાને ટમટમી રહ્યા છીએ. મારા બહાદુર! સરદારો, તમે તમારા દેશની ખાતર પ્રાણ આપવાને તયાર થયા છો. અને હીંદુ ગૌરવ પ્રાપ્ત કરવાને ઇચ્છા રાખો છો. તો મારા બહાદુર સરદારો, તમારે પ્રાણ જતાં પણ પાછી પાની કરવી નહિ અને ભીરૂ બની નાશી જવું નહિ. હું ઘણી ખુશીથી જણાવું છે કે જેની લડવાની મરજી ના હોય તેમણે ચાલ્યા જવું. તેમને કોઇ જોરજુલમ પાડી શકતું નથી.

સરદારો—મહારાજાનો જય થાઓ. પ્રાણાંતે પણ હમે પાછી પાની કરનાર નથી. બોલો હરહર મહાદેવ.

( મુસલમાન લોકો યા હલ્લાનો પોકાર કરતા આવે છે ભારે સંગ્રામ મચે છે. તેમાં પ્રતાપની બહાદુરાઈથી મુસલમાન લોકોની હાર થાય છે અને લશ્કર નાશી જાય છે. )

કનકશેન—શાબાશ છે મારા બહાદુર સરદાર પ્રતાપસિંહ. આ લડાઇનો યશ તેમનેજ મળવો જોઇએ. આજ તમારી બહાદુરાઈ જોઇ ઘણો ખુશી થયોછું; મારા બહાદુર સરદાર! તું જે માગે તે આપવાને તૈયારછું.

પ્રતાપ—રાજન, બોલવે ચાલવે તો હું અણઘડછું. આપનો મારા પ્રત્યે આટલો બધો પ્રેમ જોઇ મને અત્યંત આનંદ પ્રાપ્ત થાયછે.તમે મને માગવાનું કહોછો તો હું શર્મ તજી કહુ છું કે હું તમારી પુત્રીના હસ્તનું પાણી ગ્રહણ કરવા ઇચ્છુંછું. બીજું હું માગણીમાં કશું માગતો

નથી. ઉદાર રાજા, તમે આ શેવકની અરજ સ્વીકારશો અને આપનું વચન ભંગ નહિ કરો એવી આશા રાખુંછું.

કનકસેન—સરદાર જો મારી પુત્રી તમને ચાહતી હોય તો મારે શા માટે ના પાડવી જોઇએ. હું લક્ષ્મીને જોતો નથી પણ હું રૂપ, રંગ, ગુણ, અને સૌર્યતા જોઉંછું. અને હું મારૂં મોટું ભાગ્ય સમજું છું કે પરમેશ્વરે મને આવું પ્રેમી જોડું વરાવાની તક આપી. કુમાર, હું તમને આજથી મારા જમાઈ તરીકે રાખુંછું. ( મોહીતરફ) મારી વહાલી પુત્રી આવ હું મારે હાથેજ તને કન્યાદાન દઈ તેનો ખરો પ્રેમ આપું ( હસ્તમેળાપ કરે છે. )

કનકસેન— ગાયન ૧૬.

પ્રેમે તું લે સ્વીકારી, સરદાર પુત્રી મમ પ્યારી;
જુવતી જુગતી જોડે, રાખે સદા સુખકારી. પ્રેમે૦
મોહીની—પુરેપુરી થઈ સુખી, મળતાં મોહન સુખ,
થાવું કામ રતી સમે, રહુંના હું વિમુખ;
પ્રતાપ—અળગો હું નવ થાવું, લલીતા પ્રેમ પ્યારી. પ્રેમે.

## પ્રવેશ ૧૧.

### સ્થળ—મોહીનીનો મહેલ.

પાત્ર. મોહીની. પાછળથી પ્રતાપ અને છેવટે દાસી.

પ્રતાપ— ગાશન ૧૭.

શાણી અલબેલી, નવ થા તું ઘેલી,
પ્રેમનું પાણી પા; છબીલી પ્રેમનું પાણી પા.

મોહીની–આઘા તમે રીયો, મુને જાવા દીયો.

(પ્ર) સલુણી સમજી જા–રસીલી૦

પ્રતાપ–ભોળો ભરથાર, વિનવે આ વાર,

માનુની માંની જા— છબીલી૦

મોહીની–વાહરે પ્રાણાધાર, ભેટોને આ વાર;

તલસાએ જીવ આ— સલુણા–શાણી૦

પ્રતાપ–પરોપકારી અરે ઓ નાર, તૃષીત પાણી પા;

રસીલી૦

મોહીની–ચાલાકી ચલાવી ભરથાર હાજર છું હું આ;

છબીલા૦

હૃદયના હાર, પ્રેમી ભરથાર, ભામીની ભોગવો આ;

રસીલા—શાણી૦

પ્રતાપ–પ્રીયા, મારી પ્રેમાળ પ્રીયા. આહા ! હું મારૂં મોટું ભાગ્ય સમજું છું કે મને તારા જેવી પત્નિ મળી. બસ મોહીની હવે તારા મોહમાં લપટાઈ, આ સંસાર આનંદમય રીતે ગુજારીશ.

મોહીની–પ્રાણેશ. પરમેશ્વરને સઘળી ફીકર છે. તે જેને જોઇએ તેવું આપે છે. પણ આ સુખ સમાચાર તમે તમારા મિત્ર સૌભાગ્યચંદ્રને કહ્યા નહિ હોય.

પ્રતાપ–નાના, પ્રિયા. એ વાતની હું ગમ ખાઈ ગયો છું. લાવ જઇને મારા મિત્રને આપના લગનનો આનંદાયક સમાચાર આપું. ( જવા માંડેછે ) એટલામાં દાસી પ્રવેશ કરે છે.)

દાસી–બાપુ, ભાઈશ્રી સૌભાગ્યચંદ્ર તરફથી આ- પણા ઉપર એક પત્ર આવ્યો છે તે લો. ( પત્ર આપે છે અને જાય છે. )

પ્રતાપ–( પત્ર વાંચતાં વાંચતાં ઘણો દીલગીર થાય છે. અને કશું બોલ્યા વગર ઉભો રહે છે. )

મોહીની–પ્રાણેશ, પત્રમાં શું લખ્યું છે. ( પ્રતાપ જવાબ આપતો નથી.)

મોહીની–કેમ બોલતા નથી; શું મારી સાથે રી- સાયા–પ્રાણનાથ મારો શો ગુન્હો પડયો છે. કેમ જ- વાબ આપતા નથી ! એટલામાં શું રીસાયા.

( પ્રતાપ બોલતો નથી.)

ગાયન ૧૮.

શાને રસીયાજી રીસાણા,
મારા મીઠડા;
વાહરે જાદુગર રૂપાળા,
ભારે દીઠડા.
હું અબળાના, પીયુ શબળા ના,
(પ્ર) તું ગભરાના—શાને.

મોહીની–રસીયા રીસાણા થયા, પ્રીતમજી પેખુ;
શોકીત ચહેરો મન ખરે, ગુંચવાતું દેખું.
બોલોઃ મારા મનહર ચિત્તહર,
મીઠા લાલજી;
ખોલો અંતર પડદો આણી,
પ્રીતમ વાહાલજી.

પ્રતાપ- વાહ અલબેલી, નવ થા ઘેલી;
કહું મન મેલી—શાને.

પ્રતાપ-પ્રીયા, તારી સાથે રીસાવાનું મારે કંઈ કારણ નથી. પણ મારે તને એવા સમાચાર આપવા પડશે કે તેથી તું દીલગીર થઇશ. કારણ કે મારે તારાથી વિખુટું થવાનું છે. પ્રીયા, હું જાણતો હતો કે તને પરણી હું સુખમાં દીવસ નિર્ગમન કરીશ પણ મારી આશાઓ મારા મનમાંજ રહી છે. ચંદ્રતો ચાંદનીને ભેટવાને ઘણો ચાહે છે પણ વચમાં વાદળ આડુ આવે છે. પ્રીયા, હવે મારે તને તજવી પડશે.

મોહીની-પ્રાણેશ પણ એનું કારણ.

પ્રતાપ-કારણ બારણ કંઈ નથી. સૌભાગ્યચંદ્ર એકા એક અહીંથી ચાલી ગયો છે. કારણ કે તેને તેની સ્ત્રી વિષે વ્હેમ આવ્યો છે અને મને ધાસ્તી લાગે છે કે તે રસ્તામાં આપ ઘાત કરે, માટે તું મને રજા આપ.

મોહીની-પ્રાણેશ તમે મને છોડી કયાં જવાની ઇચ્છા રાખો છો. (રડે છે) મને આપની સાથેજ લ્યો.

પ્રતાપ-પ્રિયા તારાથી જંગલના દુઃખો કેમ સહન થશે, તું અબળા છે, સિંહ આદી વિકાળ પશુઓનાં નાદ સાંભળી તને બીક લાગશે. તારા કોમળ પગમાં કંટક વાગશે તે તારાથી કેમ સહન થશે. પ્રિયા તું અહીંજ રહે, મને જવાદો ( જવા માડે છે.)

મોહીની— ગાયન ૧૯.

કયાં જાઓ જાઓરે, સલુણા કયાં છોડી જાઓરે;
પીયુ દુઃખે કાયા આચીરાય. વિરહાગ્નિ નવ સહેવાસેરે. કયાં.
ચંદ્ર આથમતાં પોયણી પ્યારા, પીયુજી કરમાય;
પતિવિયોગી ભામીની ભટકે, શોકાગ્નિ બળે કાયરે. કયાં.
પહેલી રાતના સુખમાં સ્વામી, તજોશું બાળા અનાથ;
કૃપાકરી સ્વામી મહેરધરી, ને, લીયો મુને સંગાથેરે.
—કયાં.

સંમશાન સમ આ રાજ્યભુવનને, રડુ અભાગણી હાય;
વારિ વિના જેમ માછલી મરતી, તેમ પાડુ મમ કાયરે.
—કયાં.

સ્વામિ સુન્ય રાજ્ય વૈભવને, સુન્ય સૌ શૃંગાર;
ગુલાબના ઢગલે સ્વામી, બળે ધગધગતા અંગારરે—કયાં.

પ્રતાપ—પ્રિયા દીલગીર થા મા, હવે તું હઠ કર કે ન કર પણ મારે ગયા વગર ચાલે તેમ નથી. કદી પૃથ્વી રસાતાલ જાય, સાગર માઝા લોપે, પુર્વનો સુર્ય પશ્ચિમમાં ઉદય થાય, તોપણ મારી વ્હાલી પ્રિયા મારે ગયા વગર ચાલે તેમ નથી. પ્રિયા મારે તને તજવી પડે છે. મારે તને તજવી પડે તેના કરતાં હું તને ન પરણ્યો હોત તો સારૂ થાત. તારાં કરૂણા રસ વાકયો સાંભળી મારૂં હૃદય ફાટી જાય છે. પ્રીયા હવે તને મારા છેલ્લા પ્રણામ છે, જો પ્રભુ મેળવશે તો મળીશું નહિ તો રામ રામ. સુંદરી મારા પ્રણામ સ્વીકાર. તું રજા આપ કે ન આપ પણ મારે તો મારી મિત્ર ફરજ બજાવવી

પડશે. ( જવા માંડે છે ).

મોહીની-( તેને પકડી રાખીને ) પ્રાણ ના જાઓ ( પ્રતાપ ધકકો મારી ચાલ્યો જાય છે. મોહીની મુર્છાંગત થાય છે, થોડીવારે શુદ્ધીમાં આવે છે. )

મોહીની-હાય ! પ્રાણેશ ગયા. મારા હ્રદયહાર છોડીને ચાલ્યા ગયા, નાથ નમેરા થયા. વિધાતા વેરણ થઇ. સુખમાં દુઃખ પડયું. મારી સુખ સમુદ્ર કાંઠે આવેલી નાવને ડુબાડી ચાલ્યા ગયા. હાય હવે શું કરૂં ! ( વિચાર કરે છે. થોડીવારે ) લાવ હું એમની પાછળ પુરૂષ વેષમાં જઉં. અને તેમને પાછા લાવું, લાવ જઉંજ. ( જવા માંડે છે. )

## ગાયન ૧૯.

પ્યારા મારા પ્રેમાંની સોધે સીધાવું;
સોધે સીધાવું ને સત્વર લાવું. ( ૨ )—પ્યારા૦
હંસ ઉડી ગયો પિંજર ખાલી;
મુકી પાછો હું બોલાવું. ( ૨ )—પ્યારા૦
લટક ચટક ચતુરાની ચપળતા;
નયણુંના મારે લોભાવું. ( ૨ )—પ્યારા૦
પુરૂષ વેષ પહેરી જાવું હું અસીધરી;
દુષ્મનનાં નાવડુબાવું. ( ૨ )—પ્યારા૦

## પ્રવેશ ૧૨.

સ્થળ—ઇંદુમતીનો મહેલ.

પાત્ર-ઇંદુમતિ અને દાસી વિમળા.

ઇન્દુમતિ— ગાયન ૨૦.

કૃષ્ણ કૃપાળ થજો, પંકે ધેનુ ડુબાણી,
સુંદર સાહ્ય થજો, અરજી ઉરમાં આણી; કૃષ્ણ.
પ્રીતમજી પીયુ રસીક રૂપાળા,
જાપ જપતી મુખથી બાળા;
વિયોગીણી થઈ હાય હું દારા,
મેળવો પ્રિતમ પ્રભુ પ્યારા;
ક્યાં જઈ કહું દુઃખ કા'ણી. કૃષ્ણ૦
કૃષ્ણ કમળાપતિ છોગાળા,
શ્યામ સુંદર રતિ રઢીયાળા;
અધીક વ્હાલા પ્રીતમ પ્યારા,
સૌભાગ્યની પ્રેમે જપું માળા;
નિર્મળ મતિમન વાણી. કૃષ્ણ૦

ભાવણ-વિમળા મારૂં એ કંકણ કોણ લઈ ગયું હશે. અરે રે ! મારા દુઃખમાં વળી વિઘ્ન થઇ પડશે. મને લાગે છે કે તે ચોરાઇ ગયું હશે.

વિમળા-બાઇ, હવે ગયું તે આવવાનું છે. નાહક શોક શા માટે કરો છો. તમારો તમારા પ્રતિ પ્રત્યેનો સાચો પ્રેમ મહાન્ પરમેશ્વરથી છાનો નથી.

ઇંદુમતિ-મને બીજું તો કંઈ થતું નથી. પણ મારા પ્રાણેશે મને તે પ્રેમની નિશાની દાખલ આપ્યું હતું. તેથી જો હું ખોઉતો મારા સુખનો અંત આવે એમ ભાસે છે. અરે એ દુષ્ટ ચોરી જનારની કાયા બળીને ખાખ થજો.

વિમળા–અરેરે બાઇ એ પિટયાનું સત્યાનાશ જજો.

ઇંદુમતિ–અરે રે પરમેશ્વર ! શું મારા નશીબમાં સુખ નિર્માણ નહિ કર્યું હોય ! શું વિધાતાએ મારા લલાટમાં દુખનાજ લેખ લખ્યા હશે ! હવે તો હું પતિ વિરહમાં બળી ખાખ થઈ ગઇછું. પ્રભુ, એ સુખ મને કયારે આપશે.

દાસી–( પ્રવેશ કરીને ) બાઇ સાહેબ આ આપનો સૌભાગ્યચંદ્ર તરફથી પત્ર આવ્યો છે તે લ્યો. ( આપે છે અને જાય છે. )

ઇંદુમતિ–શું મારા પ્રાણનાથનો પત્ર ! લાવ. ( તે લઈ ચુંબન કરે છે, અને પત્ર વાંચે છે. વાંચતાંજ મુર્છાગત થઇ પડે છે. ) હાય ! નશીબ તું બે ડગલાં આગળનું આગળજ છે.

વિમળા–( ગભરાઇને ) એવું શું પત્રમાં લખ્યું છે પત્ર વાંચીનેં મુર્છાગત પડયાં. લાવ વાંચી જોઉં.

( વાંચે છે. )

ઇંદુ.

હવે હું તને વધારે લાંબા શબ્દ લખી કંટાળો આપતો નથી. પણ ટુંકમાં કહું છું કે તું જારીણી છે. તેં તારા બાપના કુળને લાંચ્છન લગાડયું છે. તું પતિવૃતા થઈ આખરે કામને આધીન થઇ ગઇ છે. તેં મારી પ્રેમની નીશાનીમાં આપેલું કંકણ બીજાને યારીની ખાતર આપ્યું છે, અરે કુલટા તને ધિક્કાર હજો. તું જયાં સુધી મારી પાસેથી કંકણ પાછું મેળવીશ નહિં ત્યાં

સુધી હું તને ચાહનાર નથી, એજ.

લી૦ દુઃખી,
સૌભાગ્યચંદ્ર,

ઇંદુમતિ—અરે હરિ આ શું થઇ ગયું. એકાએક સૂર્યને ઢાંકી વાદળ રૂપી તોફાન ચઢી આવ્યું. (વિમળા તરફ) વિમળા, હું તને કહેતી હતી તે સત્ય પડ્યું. મારા ભરથાર વ્હેમી થયા અને મને જારીણી અને વ્યભિચારીણી ધારી. શું દાસી મેં કોઇને પ્રેમની ખાતર એ કંકણ કોઇને આપ્યું છે ?

વિમળા—બાઇ એવું કહેતાં મારી જીભ કપાઇ જાય, મારો નર્કમાં વાસ થાય. તમારા પતિની નજરમાં તમો પાપીયોના પ્રપંચને લીધે જારીણી ગણાયાં છો પણ મહાન્ પરમેશ્વરના ન્યાયી દરબારમાં તમે શુદ્ધ પતિવૃતા, પતિને પુર્ણ પ્રેમથી ચાહનાર સતી સ્ત્રી છો. બાઇ શાન્ત થાઓ, શાન્ત થાઓ. પરમેશ્વર સરજનહાર તમારા ઉપર દયા કરશે.

ઇંદુમતિ—વિમળા, હવે શું દયા થવાની છે.પ્રપંચીઓએ પ્રપંચ રૂપી પુરી જાળ પાથરી છે અને તેમાં હું નિર્દોષ અબળા ફસાઇ પડી છું. અરે મને કોઇ બચાવનાર નથી. અરે ! મને કોઇ તારનાર નથી. હવે આ રાજ્ય ભુવન મને સ્મશાન સમાન ભાસે છે. વિમળા તું મારા ઉપર જેવો પ્રેમ રાખે છે, તેવો રાખજે. મારી વ્હાલી હવે હું જાઉછું તને છેલ્લા પ્રણામ છે. ( રડે છે. )

વિમળા—(રડતી રડતી ) બ્હેન તમે કયાં જાઓછો

મને આપની સાથે આવવાદ્યો.

ઇંદુમતિ–ના, તું અહીંજ રહે, મારા નશીબમાં લખેલું દુઃખ મારેજ ભોગવવું જોઇએ. હવે હું મારા પ્રાણનાથની શોધમાં જાઉછું. અને કંઇ પણ કરતાં તેમનો વ્હેમ ભાગીશ ત્યારે પાછી આવીશ નહિતો જંગલમાં સદાની પથારી કરી સુઇ રહીશ.

વિમળા–પણ બા, આ વાત તમારા પિતાજી જાણશે તો ?

ઇંદુમતિ–પિતાજી, જાણીને શું કરવાના છે. એમને બીલકુલ અફસોસ થનાર નથી. તેમને તો મને અકારી કરી દીધી છે. હવે હું જાઉછું.

ગાયન ૨૧.

મારી લજ્જા રાખજો મોરારીરે,
હું અનાથ દારા બિચારી;
પિતાએ ક્રુર થઇ, પિયુથી વિખુટી કરી;
પિયુએ જારીણી ઠરાવીરે. મારી૦
વન વન ભટકીને, પિયુને લાવું;
પ્રેમીનો વ્હેમ ભગાવુંરે. મારી૦

[ જાય છે. ]

બીજો અંક સમાપ્ત.



# અંક ત્રીજો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ નવીનચંદનું ઘર.

પાત્ર નવીનચંદ્ર અને પાછળથી ગરબડશા.

### ગાયન ૧.

નવીનચંદ્ર—જગતમાં જૂલમી જનોનો જય છે,
ભગવાનના શીરે ખરો ભય છે;
રંક રીબાવે, પ્રપંચે ફાવે,
દયા ના આવે, લેશ નહિ ભય છે. જગતમાં

અહાહા પ્રભુ! તેં શું ધાર્યું છે! આ અમર ગઢની શી હાલત આવવાની છે! રાજય બધુ પાયમાલ થવા બેઠુ છે. સુરો સૌભાગ્ય જણાતો નથી. પ્રવીણ પ્રતાપ કયાં હશે, તેનો પણ પત્તો નથી. કુંવરી ઈંદુમતિ તથા રાજય કુંવરો પણ ગુમ થઇ ગયા છે! અહાહા પ્રભુ! તું શું કરવા બેઠો છે! રાણાશ્રીની આંખે અંધારાના પાટા ફરી વળ્યા છે; બુદ્ધિ રૂપી ચક્ષુઓ ક્ષય પામતા ગયા છે. રાજયમાં જાલમસિંહ તથા તેના ખટપટીયા મિત્રોનું પુરે પુરૂ જોર જામી ગયું છે. ખરે ખર આખરે ઘણું ખોટું પરિણામ આવશે! તું કરે તે ખરૂં! તેમાં માણુસનું કંઈ પણ ચાલતું નથી. તારી ગતી ન્યારી છે. તું ઘડીમાં રાયને રંક બનાવે છે. તું ઘડીમાં માણુસને

સુખ આપે છે, અને ઘડીમાં દુઃખના દરિયામાં ડુબાડી દે છે. ( નિશ્વાસ નાંખે છે. અને સામેથી એના પિતા ગરબડશા શેઠને આવતા જોઇને ) અરે ! આ સામેથી મારા પિતા જેવું કોઈ માણસ આવતું મને ભાસે છે ! નાના, પણ તે અહીં કયાંથી હોય! પણ નહિ ખરેખર તેજ છે. અહીં આવવાનું એમને પ્રયોજન શું હશે ? રખે કંઇ પ્રપંચતો કરવા નહિ આવતા હોય ! એટલામાં ગરબડશા શેઠ આવે છે ) ઓ હોહો ! પિતાશ્રી આપને અહીં શા કામ માટે આવવું પડયું ? આપને મારૂં શું કામ પડયુ કે, તમે મુંજ ગરીબ ઉપર કૃપા કરી અહીં પધાર્યા.

ગરબડશા—નવીન, મારા વ્હાલા નવીન, ખરેખર હું આટલા માનને પાત્ર નથી. મારા પાપનો પસ્તાવો હવે મને બરોબર થાય છે. નવીન, મારા પવિત્ર નવીન, મારા શિરછત્ર, ખરેખર હું મુર્ખ છું, હું દુષ્ટ છું, હું પાપીછું, હું કઠોર હૃદયનો પાષણછું; અરે પુત્ર તું મને માફ કર આ હીણભાગીને ક્ષમા આપ.

નવીનચંદ્ર–( સ્વ ) અરે, મારા પિતામાં આટલો બધો શો ફેરફાર ! ( પ્રકાશ ) પિતા તમે શેની માફી માગો છો ? પુજય પિતાશ્રી હું આપના લાયક શું ક્ષમા આપવાનો છું ! ઉલટો ક્ષમાને પાત્રજતો હુંજ છું.

ગરબડશા–અરે પવિત્ર પુત્ર તું નથી. તું શુદ્ધ અને નિર્મળ છે, પણ આ તારો દુરાચારી પિતા ક્ષમા માગવાને લાયક છે. જો કે હું ક્ષમા માગવાને તદ્દન ના

લાયક છું છતાં પણ હું ક્ષમા યાચવાને આવ્યો છું. પુત્ર, સૌભાગ્યચંદ્ર ઉપર ખોટો આરોપ મુકનાર હુંજ છું. તારી શિખામણ ન માની અને પાપીઓની સોબતમાં રહી માલ મીલકત સર્વે ખોઇ નાંખી, પાપીનાં પ્રપંચમાં સઘળા નાણાં અજમ થઇ ગયાં. પુત્ર, તારૂં કહ્યુ ન માન્યું તેનો મને પુરેપુરો પસ્તાવો થાય છે. ( નિસાસો નાંખે છે. )

**નવીનચંદ્ર**–પિતા, તેમાં તમારો કંઇ દોષ નથી, અને તેમાં મારે કંઇ પણ ક્ષમા આપવા જેવું નથી; કારણ કે તમારા પાપનો પશ્ચાતાપ થયો છે. તે ઇશ્વર તરફથી માફીજ બક્ષેલી છે. અને જો તમારે મારી પાસે માફ માગવાની જરૂર હોય, તો હું માપી આપું છું. પણ એટલું યાદ રાખજો કે પાપનો ઘડો ભરાતાં વાર લાગતી નથી અને તે ફૂટતાં પણ વાર લાગતી નથી. પણ આપ આટલી બધી ઉતાવળમાં આવ્યા હતા તેનું કારણ !

ગરબડશા–મારા વ્હાલા પુત્ર, આજ રાત્રે જાલમસિંહ રાણાશ્રી ભોપાળસિંહના મહેલમાં એકા એક ગુસાઇ જઇ રાણાશ્રીનું ખુન કરવાનો પક્કો નિશ્ચય કર્યોછે, માટે જો તારાથી બને તે તું તારા રાજાને, તારી પ્રજાના પ્રતિપાલને, તારી આર્ય ભૂમિના હિતેચ્છુને, તથા તારા ધર્મ ધુરંધર રાણાશ્રીને જો બચાવવાની ઇચ્છા હોય તો તું હવે તારાથી બનના ઉપાયો યોજ.

**નવીનચંદ્ર**–( સ્વ ) અરે, હું આ શું સાંભળું છું !

શું ખરી વાત હશે ! કદી પાપીઓ પ્રપંચતો નહી હોય! પણ ના, મારા પિતાશ્રીને તેમના પાપને પુરેપુરો પશ્ચાતાપ થઈ ગયો છે, માટે તેમના ઉપર શક રાખવાનું કંઈ પણ કારણ નથી. તે વાત ખરી હસે તમાં શક નહિ. માટે આપણા અન્નદાતારને બચાવવા એ આપણો ધર્મ છે. (પ્રકાશ) પણ પિતાશ્રી રાણાશ્રીને કેવી રીતે બચાવવા, તમને કેવી રીતે મૃત્યુના મુખમાંથી ઉગારવા એનો આપને કંઇ ઇલાજ સૂઝે છે? કદી જો જાલમસિંહ સામુ લડવું પડશે તોપણ હું મારી તરવારથી ટક્કર ઝીલવાને સમર્થ થઇશ. અને કદી લડતાં મરીશ તો મારી સ્વર્ગમાં ગતી થશે અને લોકમાં એમ કહેવાશે કે દેશના ર..ણાર્થે તેમજ પોતાના અન્નદાતાર માટે પોતાના પ્રાણની યાહુતી આપી. માટે જે ઉપાય હોય તે સત્વર જણાવશો એવી આશા છે.

ગરબડશા—ઉપાય માત્ર એકજ છે અને તે તારાથી બની શકે તેવો છે. જો તું અને આપણો નિમકહલાલ સિપાઈ આજરાત્રે માહારાણાના મહેલમાં સંતાઇ રહો અને જ્યારે જાલમસિંહ માહારાણાનું ખુન કરવા આવે ત્યારે તું તારી તરવારથી મહારાણાનું રક્ષણ કરજે અને જાલમસિંહ સામું લડજે. અને તે દરમીયાનમાં સિપાઈ મહારાણાને ઉચકી લઈ જઇને આપણા ઘરના ભોંયરામાં સંતાડી દે. એ ભોંયરાની કોઇને પણ ખબર નથી.

નવીનચંદ્ર—પિતાશ્રી, એ ઉપાય મને ઠીક લાગે

છે. ત્યારે તમે જાઓ અને તમારા નિમકહલાલ સિ-
પાઇને મોકલો. હું પણ ઘેર જઈ મારાં વસ્ત્ર તથા હ-
થીયાર બાંધી તૈયાર થઉંછું.

ગરબડશા–વારૂં હું જાઉંછું, પણ જોજે હાં, જેમ
બને તેમ કામ સાવચેતીથી કરજે. તુ મરે તેની કંઇ
પણ ફીકર નથી પણ મહારાણાને બચાવજે.

નવીનચંદ્ર–પિતાશ્રી તેની તમારે કંઈ પણ ફીકર
રાખવી નહિ. એ જૂલમી જૂલમગાર પાપીએ પાપ
કરવામાં પાછી પાણી કરી નથી. હવે એનો ઘડો ભ-
રાઇ ગયો છે. તે હવે ફુટવાની તૈયારીમાં છે. પણ પિ-
તાશ્રી તમે જાઓ અને સિપાઇને ઝટ મોકલો.

ગરબડશા–ઠીક ત્યારે હું જાઉંછું. ( જાય છે. )

નવીનચંદ્ર–અહાહા પરમેશ્વર, તારી ગહનગતી
ન્યારી છે. તુ ઘડીમાં માણસના વિચાર ફેરવી નાંખે છે.
થોડા દિવસ ઉપર મારા પિતાશ્રી કેવા હતા અને તે-
મની કુચાલથી મેં મરવાનો નિશ્ચય કર્યો હતો પણ
ભલા સૌભાગ્યચંદ્રે મને મોતના પંજામાંથી બચાવ્યો.
અને કહ્યું હતું કે મરવા કરતાં સુધારવાનો યત્ન કરો.
પણ મારાથી બની શક્યું નહિ. અને તે પોતાની મેળે
સારી સ્થીતિમાં આવી ગયા. અરે પ્રભુ! તું કરે તે
ખરૂં, પણ ચાલ હવે હું જાઉ કારણ કે વખત બહુ
થઈ ગયો છે માટે પેલો સિપાઈ પણ આવતો હશે,
( જાય છે. )

## પ્રવેશ ૨.

### સ્થળ ભોપાળસિંહનો મહેલ.

પાત્ર—ભોપાળસિંહ પાછળથી નવીનચંદ્ર અને સિપાઇ છેવટે. જાલમસિંહ.

( નવીનચંદ્ર અને સિપાઇ આવી સંતાઈ રહે છે. )

ભોપાળસિંહ-( એકલો ) આહાહા પ્રભુ ! તારી ગતિ ન્યારી છે. તું અનેક દુઃખનાં દુઃખી ટાળવાને તૈયારછું. તેમજ તેં મારૂં પણ દુઃખ ટાળ્યું છે કારણ કે જો તેં મને જાલમસિંહ જેવો સરદાર ન આપ્યો હોત તો મને આ રાજ્ય કાજની અનેક આપદામાંથી કોણ મુક્ત કરત ! આહાહા કૃપાળુ ! તારી મારા ઉપર પુર્ણ મહેરબાની છે નહિતો આવો નિમકહલાલ, સુરો, ચંચળ સરદાર કયાંથી મળત ! અરે પ્રભુ ! .તારી ગહન ગતી છે. તું રાયને રંક અને તૃણનો મેરૂ બનાવવાને સમર્થ છે. તેવીજ રીતે આ જાલમસિંહ, એક નીચ ઠાકરડો કે જે ગાંમડામાં રહેનારો તેને આવી ચાલાકી, આવી ચંચળતા, અને આવું નિમકહલાલપણું બક્ષ્યુ છે ! અરે કરૂણા સાગર, આપું તો આવા સરદારજ આપજે. ચાલ હવે રાત બહુ ગઇ છે તેથી સુઇ જાઉં. ( સુઇ જાય છે અને ઉંઘી જાય છે. )

નવીનચંદ્ર-( બહાર નીકળીને )

## ગાયન ૨.

લોભી લંપટો ઠારો ઠારરે, જગમાં જન ઝાઝા;
પૈસાના પાપી તાબેદાર રે, ભરમાવે રાજા.
પ્રપંચોમાં રચનારા, કૃત્ય દુષ્ટો થઇ કરનારા;
કસાઇથી ક્રુર કાળરે, લોપે ઇશ માઝા. —લોભી.
લેશ નહિ ડરનારા, ભગવત ભય નહિ ધરનારા;
પણ અંતે થાય છે ખ્વારે ખ્વારરે, ખટપટમાં ઝાઝા.
—લોભી.

આહાહા પ્રભુ ! તું શું કરવા બેઠો છે ! તેં તો રાજયની પાયમાલી કરવા ધારી કે શું ! રાણાશ્રીને તો દુષ્ટ જાલમસિંહના કાવતરાંની બીલકુલ ખબર નથી. અને એતો દુષ્ટ વખાણે છે. અને કહે છે કે, હે પ્રભુ હે દીનબંધુ દીનાનાથ ? હે જગ્ત કર્તા, જગ્તનિયંતા, આપું તો આવા સરદારજ આપજે પણ એ દુષ્ટે તો આજ રાત્રે મહારાણાનું ખુન કરવાનો પક્કો નિશ્ચય કર્યો છે. હે પ્રભુ તું કરે તું ખરૂં. ચાલ હવે સંતાઇ જઉ. કારણકે એ દુષ્ટને આવવાનો વખત થયો છે. ( નવનીચંદ્ર સંતાઇ જાય છે. થોડી વારે જાલમસિંહ હાથમાં ચકચકીત તરવાર લઇને આવે છે. મહારાણાને મારવા જતાં નવીનચંદ્ર અટકાવે છે. બેની વચ્ચે ભારે યુદ્ધ થાય છે. અને સિપાઈ મહારાણાને ઉચકી નાશી જાય છે. નવીનચંદ્ર હારે છે. અને કેદ પકડાય છે. જાલમસિંહ મહેલમાં ફરે છે પણ રાણાશ્રી નહિ જડવાથી. )

જાલમસિંહ—( ગુસ્સામાં ) અરે નવીનચંદ્ર, બોલ

મહારાણીને ક્યાં સંતાડ્યા છે ? જલદીથી બતાવ નહિતો આ તરવારથી તારા કટકે કટકા કરી નાંખીશ.

નવીનચંદ્ર–જાલમ ભલા જાલમ, મને મહારાણીની બીલકુલ ખબર નથી. મહારાણીને કોણ લઇ ગયું તે વિષે હું જરાપણ જાણતો નથી. હું તો આજે અહીં ચોકી ઉપર હતો તેથી મેં મારી ફરજ બજાવી છે.

જાલમસિંહ–હાં, તેં તારી ફરજ બજાવી છે, માટે તું તેનું ફળ ચાખજે ( સિપાઇને બોલાવે છે. અને નવીનચંદ્રને કેદ કરી લઈ જાય છે. પછી કમળાવતિને પણ કેદ કરી કાળા ગૃહમાં રાખે છે. )

## પ્રવેશ ૩ જો.

### સ્થળ–બહારવટીયાની ગુફાનો દેખાવ.

પાત્ર–ઈંદુમતિ ( પુરૂષના વેશમાં ) અને પાછળથી બહારવટીઆો સુરો તથા ધીરસિંહ અને વિરસિંહ.

ઇંદુમતિ (પ્રવેશ કરીને)

### ગાયન ૩.

બુરી દશા થઇ, મનની મને રહી;
દુઃખમાં હું ગઈ, દુખીયારી થઇ.
ચેન ના પડે કં.....................ઈ. બુરી૦
ચંદ્ર ચકોરવિણ હાય,
પોયણી મુઝાઇ રહી;
જઇ વેરાન, ભુલીછું ભાન,

સુદ્ધને સાન, નથી ભગવાન.
કહુ દુઃખ કયાં જ...............ઈ. ઝુરી૦
પ્રીતમ પ્રાણુ છોડી ગયા,
લેશ ના ધરી દયા;
સૌભાગ્ય મારા, પ્રીતમ પ્યારા,
હ્રદય કયારા, થયાછો ન્યારા.
સોક સમુદ્રે ગ.....................ઈ. ઝુરી૦

આહા હા પ્રભુ મધ્યાન વીતી ગયો છે, બપોરનો ખરો ચળકતો સુર્ય તેનાં બાળી નાંખે એવાં કીરણો વરસાવી રહ્યા છે. પશુ, પક્ષિઓ આવા તાપના સમયમાં તેના માળામાં ભરાઇ બેઠેલાં જણાય છે. ચાલી ચાલીને મારા પગ થાકી ગયા છે. આ વીકટ વેરાન જંગલમાં મેં બે લાંબી રાત્રી સુધી જમીનમાં મેં મારી પથારી કરી છે. હવે મારામાં આગળ ચાલવાની શક્તિ રહી નથી, ભુખ કરકડીને લાગી છે ( ગુફા સામે જોઇને ) અરે પણ આ સામેની ગુફામાં કોઇનું રહેઠાણ હોય એમ મને લાગે છે, માટે લાવ અંદર કોઇ પણ માણુસ હોય તો તેની પાસે કંઇ પણ ખાવાને માટે માગુ. મેં પુરૂષનો વેષ લીધો છે તો મારે કંઇ બીવા જેવું નથી, પણ મારે મારો પુરૂષનો વેષ બજાવવો જોઇએ. ( ગુફા પાસે જાય છે અને બરાબર તેમાં નજર કરીને ) અહિં કોઇ પણ મનુષ્ય મારી નજરે પડતું નથી. અંદર કંઇક ખોરાક પડેલો જણાય છે, માટે કોઈ રહેતું હશે એતો સંભવિતજ છે. જો હું એમના આવ્યા

ની વાટ જોઉં તો ક્ષુધાથી મારો પ્રાણ જાય છે. હશે હરિની ઇચ્છા !

પણ અત્યારે તો હું મારી ક્ષુધાને તૃપ્ત કરૂં, અને જો નહિ આવે તો ખોરાક માટેનાં નાણાં મૂકી હું મારી મુસાફરીના અર્થે આગળ પંથે પડીશ. ( અંદર પેસેછે, ખોરાક ખાય છે, અને બહાર આવે છે. બહાર આવીને થાકેલાની માફક બેસીને.)

આહાહા પ્રભુ તારી ગહણ ગતી ન્યારી છે કે આવા અરણ્યમાં તેં મને ખોરાક પૂરો કર્યો. અરે ! મારે આટલું દુઃખ વેઠવાનું કારણ શું. મારે જંગલે જંગલ ભટકવાનું કારણ શું મારે ક્ષુધા, તૃષા, નિંદ્રા અને અનેક પ્રકારનાં દુઃખો સહન કરવાનું કારણ શું ? કંઈજ નહિ, માત્ર સૌભાગ્ય વહાલા. સૌભાગ્ય આ જે મેં સઘળાં દુઃખો સહન કર્યાં છે તે ફક્ત તારો પ્યારજ પાછો મેળવવાને માટેજ છે. હું હવે જંગલે જંગલ ભટકીશ, અને અનેક દુઃખ સહન કરીશ અને તને મળીશ; પણ અરેરે ! સૌભાગ્ય તેં મને પાપણી ગણીછે. અરે ! હું તારા હૃદય સ્થાનમાં પાછી કયારે જગ્યા મેળવીશ. સૌભાગ્ય હું આવું જાણતી નહોતી કે પ્યાર બાંધી પાછળથી પસ્તાવું પડશે. ભોળા અને વ્હેમી ભરથારનો પ્યાર બાંધતા પહેલાં અરે ! કુમારીકાઓ તમે મારો દાખલો લઈ વિચાર કરજો નહિ તો તમારે પણ મારી પેઠે પાછળથી પસ્તાવું પડશે; પણ હવે શોક કરવો વૃથા છે. હરિ તું કરે તે ખરૂ ? પાણી પીધા પ-

છી ઘર પુછવું તેમાં શું વળવાનું છે. થઈ તે થઈ અને રહી તે રહી. તો પણ મારા વ્હાલા સૌભાગ્ય હું તને તજનાર નથી. ભલે તું મને તજીશ પણ હું તને કેમ તજીશ. હાય વિધાતા ! નિંદ્રા આવે છે માટે જરા આરામ લેઇ મારા પ્રાણેશની શોધમાં સીધાવું.

( સુઇ જાય છે. થોડીવારે બહારવટીઆ આવે છે. )

સુરો—અરે યુવાન પુરૂષો હું દેવીના સોગંદ ખાઇને ખરૂં કહુંછું કે કોઇ આપણું રહેઠાણ જાણી ગયું છે, અને આપણા રહેઠાણમાં કોઈ પિશાચ અથવા સુંદર પુરૂષ સુતેલો હું જોઉછું. ( ખોરાક સામે જોઇને ) અરે આપણો ખોરાક પણ ખાઈ ગયું છે.

વીરસિંહુ—ખરેખર ! આપણો ખોરાક ખાઇ નિશ્ચિતપણે સુનાર સુંદર દેવ પુરૂષ આ રહ્યો.

વિરસિંહુ—મને લાગે છે કે તે શ્રમથી થાકી ગયો છે માટે એને જરા આરામ લેવા દો. દેવ પુરૂષ નથી પણ મનુષ્ય જાત છે. મને તો કોઇ દુઃખી રાજકુમાર જેવો દીસે છે. ( ગરબડ થવાથી ચમકી ઉઠે છે. અને મારી નાંખશે એવી બીકથી. )

ઇન્દુમતિ—ભલા સદ્ગૃહસ્થો મને મારી નાંખશો નહિ. મેં આપણો કંઇ અપરાધ કર્યો નથી. મેં આપણો ખોરાક ખાધો તે પહેલાં મેં તમારી પાસેથી ખરીદવાનો અથવા ભિક્ષા માગી લેવાનો વિચાર કર્યો હતો અને તે ખોરાકના પૈસા આ પાસેજ પડયા છે. મહેરબાની તમે મને મારી નાંખો તે પહેલાં તમે મારી

આટલી વિનંતી ધ્યાનમાં લેજો. જો મેં તે ખોરાક ના ખાધો હોત તો ખરેખર મારો જીવ જાત.

સુરે૦–( ખિરજ આપીને ) સુંદર જુવાન તમે ગભરાશો નહિ. અમે તમને મારી નાંખનાર નથી અને અમારે ખોરાકના પૈસા પણ નથી જોઇતા. લ્યો તમારાં નાણાં ( પાછાં આપે છે. ) (ઇન્દુમતિ બહુ આગ્રહ કરે છે પણ પાછળથી લેવાની જરૂર પડે છે. )

ઇંદુમતિ–( નાણાં લેઇને ) અરે પરોપકારી પુરૂષો હું આપણો ખરા અંતઃકરણથી આભાર માનું છું, દુઃખીને દુઃખની વખતમાં સહાય કરનાર પરોપકારી પુરૂષ હું તમને શું આપી શકું તેમ છું. પણ મહાન્ દયાળુ જગત્ કર્તા સરજનહાર પરમેશ્વર તરફથી તમને તમારી દાનાઇ અને ભલાઇ માટેનો બદલો મળશે.

સુરે૦–જુવાન, તમે દુઃખથી કંટાળી ગયા હોય એમ લાગે છે.

ઇંદુમતિ–( નિસાસો નાંખીને ) ખરેખર મારી જીંદગી કંટાળા ભરેલી છે. આ અરણ્યમાં હું બે રાત્રી સૂધી ભુખ્યો રહ્યો છું, અને જમીનને મેં મારી પથારી કરી છે. જો મને તમારૂં સ્થાન ન જડયું હોત તો હું મરણને શરણ થાત; પણ પ્રભુ ઇચ્છા બળવાન છે કે તે મને આ રસ્તા ઉપર દોરી લાવ્યા.

સુરે૦–( સ્વગત ) અહાહા પ્રભુ શું આ છોકરાનું સોંદર્ય છે ! લાવણ્યતા અને વિવેકે તો હદ વાળી છે. અને તે પુરૂષ વેષમાં સ્ત્રી જેવો ભાસે છે, કારણ કે તેનું

બોલવું સ્ત્રીના જેવું છે. ( પ્રકાશ ) ભલા યુવાન તમારૂં નામ શું છે ? અને તમે કોની શોધમાં નિકળ્યા છો ?

ઇંદુમતિ–મારૂં નામ રમણસિંહ છે, અને હું મારો એક સગો કે જેણે મને તજી દીધો છે તેની શોધમાં જાઉંછું. રસ્તે આવતાં મારી આવી દશા થઇ છે. તે તો મેં આપણને કહેલુંજ છે.

સુરો–જુઓ તમને ખોટું ન લાગે તો હું કહું. તમને કહું તે પહેલાં મને માફી આપશો. ભલા યુવાન હું ઇશ્વરના સોગંદ ખાઇને કહું છું કે તમે પુરૂષ નથી લાગતા પણ સ્ત્રીના જેવા લાગો છો. તમારે મારા તરફની કશી ફીકર રાખવી નહિ. મને તમારા પીતા સમાન અને આ ઉભેલા યુવાનોને તમારા ભાઇ સમાન ગણીને તમારૂં ખરૂં રૂપ પ્રકાશો.

ઇંદુમતિ–( સ્વગત ) ખરેખર હું પુરૂષના સ્વાંગમાં ઓળખાઇ આવી. આ પુરૂષ ઉપર મને વિશ્વાસ પડે છે અને અત્યારે મારે એની જરૂર છે માટે ખરેખરી વાત કહેવામાં કંઇ અડચણ નથી. ( સુરાને ) પણ તમે કોણ છો તે પહેલાં મને જણાવશો ? પછી હું તમને મારી સઘળી હકીકત કહીશ.

સુરો–તમારે મારૂ વર્ણન સાંભળવું હોય તો તે દુઃખ ભરેલું છે. મારૂં ખરૂં નામ જયમલ છે. હું રાણા ગોપાળસિંહના દરબારમાં ભયાત હતો ત્યાં તેમના સાળાના કહેવાથી એક નજીવી બાબત ઉપરથી તેમણે મારી જાગીર લેઇ લીધી; અને મને દેશ નિકાલ

કર્યો પછી હું બહારવટીઆ તરીખે પ્રસિદ્ધ થયો, અને પછી રાજ મામા જાલમસિંહે મને સમજાવ્યું કે જો તમે બે કુંવરોને લઈ જાઓ તો રાજાજી તમારૂં મનામણું કરશે અને તમારી જાગીર સોંપશે. મારાથી તો થઈ ગયું. પછી હું બે કુંવરોને ઉપાડી લાવ્યો તે તમે જોશો કે આ સામે ઉભેલા બે સુંદર પુરૂષો છે, તે એજ છે, હું તેમને પહેલાં ગુસ્સામાં ઉપાડી લાવ્યો હતો, પણ હવે મારી તેમના ઉપર પ્રીતિ છે અને તેમને પુત્ર તરીકે ચાહુ છું. તેમણે મને ગરાસ પાછું આપવાનું વચન દીધું છે અને જયાં સુધી તે આપશે નહિ ત્યાં સુધી તેઓ રાજયકુમાર તરીકે ખુલ્લા પડશે નહિ, પણ એક બહારવટીયા તરીકે રહેશે. હું સમયને સોધુ છુ કે કયારે એવો પ્રસંગ આવે કે હું તેમને પાછા રાણાજીને સોંપુ. હાલ મારૂં લુણ હલાલ કરવાનો વખત આવ્યો છે. કારણ કે મેં એવી વાત સાંભળી છે કે મહારાણા ભોપાળસિંહને દુષ્ટ જાલમસિંહે પદ ભ્રષ્ટ કર્યા છે. અને તે ખબર કનકાપુરી પહોંચતાં મહારાણા કનકસેન મોટુ લશ્કરને તેના દુષ્ટને તેના પાપનો બદલો આપવા ચઢયા છે. માટે હું તેમના ભેગો મળી જઇ આ કુંવરો ને ત્યાં ખુલ્લા પાડીશ અને જાલમસિંહ સામે લડવામાં મદદ કરીશ. હાલતો મારી વૃદ્ધા વસ્થા છે અને મારૂં જુવાનીનું ચઢતું લોહી ઉતરી ગયું છે. મેં મારી યુવાવસ્થા: રાણાના લશ્કરમાં એક સરદારની નોકરી લઈ ગાળી છે. અને મને અસ્ત્ર સસ્ત્ર વાપરવાનો

પુરો અનુભવ છે, અને આ વખતે દહેશતને દુર કરવા માટે મારો પ્રાણ અર્પણ કરવા હું તૈયાર છું. તેમજ આ બે સુંદર યુવાન પણ તેમના પિતાશ્રીનું વેર લેવાને ઇંતેજાર છે. ( દીલગીર થઇને ) ભલા યુવાન, હાલ તમે મારી જે સ્થીતિ જુઓ છો તેવી સ્થીતિ મારી નહોત. અરે, નિચ લોકની સંગત કરી મેં ઘણાં વીપરીત કામો કર્યા છે. એક સમયે રાજ્યની પાયમાલી કરવાને પણ તૈયાર થયો હતો. મેં ઘણાં કાળાં કૃત્યો કર્યા છે. નિર્દોષ સૌભાગ્ય ઉપર તોહોમત મૂકવાનો એક રસ્તો મેં શોધી કાઢયો હતો. ( કપાળ કુટીને ) અરે હું પાપી થયોછું, અરે હું કપટી નીચ રાજ્ય દ્રોહીછું, અપરાધી છું, દુષ્ટછું, કલંકીતછું; પાષાણને પણ ચીરી નાંખે એવાં કાળાં કૃત્યો કરનાર અઘોર પાપીછું; કાજળથી પણ કાળોછું, મારા રાણા પ્રત્યે હું બેવફા થયોછું. અરે ! એ બધુ ખરાબ સંગતનું પરિણામ. જ્યારે હું આ વાત સાંભળુંછું ત્યારે મારી છાતી દુ:ખથી ચીરાય છે; મારી છાતીમાં અગ્નિના ભડકે ભડકા બળે છે. ( દાંત પીસીને ) અરે નીચ જાલમસિંહ, તેં આખરે મને પાયમાલ કર્યો છે. ગરાસ પાછો અપાવવાની બુરી લાલચ આપી તેં મારી પાસે ઘણાં અઘોર પાતકી કૃત્યો કરાવ્યાં છે.

ઇંદુમતિ-( સ્વ ) અરે ખરેખર, આ જયમલસિંહ ઘણા ક્રોધમાં આવી ગયાછે. માટે લાવ જરા શાંત કરૂં. નક્કી જાલમસિંહ પ્રત્યેનું તેનું વૈર વાળશે. ( પ્રકાશ )

ભલા જયમલસિંહ, જરા શાંત થાઓ. સબુરીનાં ફળ મીઠાંજ મળશે. હવે એના પાપનો ઘડો ભરાઇ ગયોછે, તે હવે ફુટતાં વાર લાગનાર નથી. જરા સબુરી પકડો. અમૃતથી મરે તેને વિષથી શા માટે મારવો.

સુરો–નહિ, મારી ધીરજ રહેતી નથી. એ પાપીનું તો હું પુરે પુરૂ વૈર લઇશ. એના કડકે કટકા કરી નાંખીશ. તેના છુંદીને રાઇ રાઇ જેટલા ટુકડા કરી નાંખીશ, તેના શરીરનું ઉકળતું લોહી સિંહ માફક પીઇશ, અને મારા હૃદયના બળતા અગ્નિને શાંત કરીશ ત્યારે મને શાંતિ વળશે. તેને હું ખુલ્લો પાડીશ. તેને દુનિયાની નજરમાં દગા બાજ, કપટી, વ્યભિચારી, લુણ હરામી, રાજય દ્રોહી જુલમી, પ્રપંચ તરીકે બહાર પાડીશ. ( થોડી વારે શાંત થઇને ) પણ, ભલા યુવાન, હવે તમારો ઇતિહાસ હવે યથા ઇતિ જણાવશો. મેં તમને મારૂં બ્યાન આપ્યું છે.

ઈન્દુમતિ–અરે શુરવીર સજજન મારી કહેણી કરૂણા રસથી ભરપુર છે. અને, તમને તે સાંભળતાં દુઃખ થશે. મારા દુખની શીમા રહી નથી. માત્ર નીસાનીમાંજ માથે ઝાડ ઊગવાનાં બાકીછે. વધારે કહેવડાવામાં શું સાર છે. તમે જે પરિક્ષા કીધી તે સત્યજછે. હુ નર નથી પણ નારી છું.

સુરો–બાળા તમારૂં કહેલું યથાર્થ છે. પણ તમારી નામ નીસાની તો જણાવો અને તમે શામાટે નીકળયા છો તે તો કહો !

ઈન્દુમતિ—અરે ભલા માણુસ મને દુઃખીને દુઃખ શા માટે કરો છો. તમારી જક છે તો સાંભળો. હું તમને મારા પીતા સમાન ગણી આ હકીકત કહું છું.

ગાયન ૪.

વિશ્વાસ આણી, પિતુ જાણી, કહું કર્મ કાણી;—અરે હો.
સત્યજ વાણી, દુર્ભીત કાણી, દારા દુઃખે ડુબાણી;—અરેહો.
હું દુખીયારી, રાજય કુમ.રી, કલંક કચરાઈ;—અરે હો.
પડયું દુઃખભારી, થઇ છું આહારા, પીતા શ્રી થી તજાઈ;
—અરે હો.
પ્યાર બાંધી, જીવન સાંધો, પુર પુરી પસ્તાઈ;—અરે હો.
પ્રિતમ મારા, જીવન કયારા, થઇ બેઠા ભરમાઇ;—અરેહો.
સૌભાગ્ય, પ્રીતમ મમપતિ, કરૂ રટણુ હરનીસ;
દમયંતિ સમથઈ ગતિ, વિમુખ થયા નળઈશ.
પ્રીતમ પ્યારા જપતિ માલા ઘેલી તો, હું થઈ—અરે હો.
જીવન કયારા થયા છો ન્યારા, કલંકીત ગણાઈ;—અરે હો.
પાપી કપટમાં, પીયુ ફસ્યાછે, દુઃખ કહું કયાં જઇ—અરેહો.
મેળવે હરી, પ્રીતમને ફરી, આનંદે ઓ, ગઈ;—અરે હો.
મામાના પ્રપંચમાં, સપડાયા મમ તાત;
નાંખ્યુ દુખજ દુઃખમાં, કરી હરણુ મમ ભ્રાત.
વિરહલાએ. વેઠું કાયે ફરૂં વનની માંડી;— અરે હો.
અન્ન વિના આ જીવડો જાતાં, આવીચડી આંડી;—અરેહો.
ધીર વાંરમમ છે સુરનાર એ, ભ્રતુ રઢીયાળા;—અરે હો.
હીણુભાગી આ ભગની ભટકે, વરસે દુઃખ ધારા;—અરેહો.
વિકટ વાદળુ પડયું ભારી, પ્રેમ પુરો માની;—અરે હો.

ભોળા ભરથારથી પ્યાર બાંધીને, સંકટ માંહી સમાતી;
—અરે હો.

વિરસિંહ– કોણ હમારી............

ધિરસિંહ–દુઃખીયારી બેન ઇન્દુમતિ—

ધિરસિંહ–અરેરે બેન શુ તારી આ દશા ! શું પીતાજીના રાજ્યમાં મામાના જુલમથી આટલું બધું અંધેર થઈ ચુકયુ છે કે પોતાની પુત્રીની પણ ખબર લેવાતી નથી ! કેવી અજાયબી ! ( શુરા તરફ ) જયમલજી આ ઘણી દીલગીરીની વાત છે. મારા પિતાજીનું રાજ ઘણા સંકટમાં સપડાઈ પડયું છે, રાજ્ય કુટુંબ જંગલે જંગલ આથડે છે, રૈયતના પોકાર પડે છે તે છતાં ઘેનમાં ઘેરાયલા મારા પીતાજીનાં ચક્ષુ ઉઘડતાં નથી !

ઇન્દુમતિ–( રડતી રડતી ) ભાઈ એમનો તો કાંઈ વાંક નથી. એ તો ભોળા છે. પણ આ બધું પ્રપંચ મામા જાલમસિંહ તથા આપની સાવકીમાનું છે, મામાએ કાવતરૂ કરી મારા પતી સૌભાગ્યચંદ્રને દેશનીકાલ કરાવ્યા હતા પણ હાય મારા લલાટમાં દુઃખજ હશે નહી તો એમનો પ્રેમ મારા ઉપરથી ઉડી જાય એ બનવું અસંભવિત છે.

ધીરસિંહ–( છાતી સરસી દબાવીને ) બેન મારી વહાલી બેન મારી મીઠી બેન, રડમા પરમેશ્વર જે કરે તે થોડાને માટે. પ્રભુ સૌ સારાં વાનાં કરશે ( જુસ્સાથી ) આખરે સત્યજ તરસે પાપ ડુબશે, અને પ્રપંચો

ખુલ્લાજ પડશે. સૌભાગ્યચંદ્રે તને તજી દીધી તે જોઇ મારૂં કાળજું કપાઈ જાય છે. તારા ઉપર કલંકનો આરોપ આવ્યો છે તે સાંભળી મારૂ હૃદય ચીરાય છે. પણ બહેન, વહાલી બેન ધારજ ધર સબુરીનાં પારણાંમ સારાંજ આવશે. પાપીઓએ જે પ્રપંચ જાળ પાથરી છે તેમાં સૌભાગ્યચંદ્ર સપડાય છે અને તેમની મતિ ફરી ગઇ છે.

ઇન્દુમતિ—( રડતી રડતી ) ભાઇ મારા વહાલા ભાઈ હું તને પગે લાગીને કહું છું કે તું મને મારા પ્રાણેશને મેળવ અને મને ત્યાં લઈ જા.

ધીરસિંહ—બહેન, મારી વહાલી બ્હેન તું રડમા. નાહક રૂદન કરી ચક્ષુમાંથી શ્રોણીત ધારા વરસાવ નહી, હાલમાં તું અહી રહે. હું તને, તારા પ્રીતમને પાછો મેળવી મારા હાથે કન્યાદાન દઈ સુખી કરીશ. તારે કંઇ પણ ફીકર રાખવી નહી. આ વનનો હું માલીક છું, મામાનું તથા સૌભાગ્યચંદ્રનું કંઇ પણ ચાલી શકે તેમ નથી. તું હાલમાં અહી રહે કારણ કે તને ચાલવાથી શ્રમ પડયો હશે. અરે રે મારી બીચારી બ્હેન કે જે રાજ્ય વૈભવમાં, સુખમાં ઉછરી છે તેની કેવી દુખી સ્થિતિ ! ( તેને દીલાસો આપીને ) બ્હેન કલપાંત કરમા, તારી ક્ષુધાને શાન્ત કરી જરા આરામ લે, અમે હમણાં આવીએ છીએ. ( સુરાની તરફ ) જયમલસિંહ ચાલો આપણે વધુ ખોરાકની શોધમાં જઇએ. (જાયછે)

(ઇન્દુમતિ, એકલી ) અહાહા પ્રભુ તમારી શી ગતી

છે હું ક્યાં, રાજ્ય વૈભવ ક્યાં અને વેરાન જંગલ ક્યાં! જગત કર્તા તમારી શી ગહન ગતી છે ! સૌભાગ્યની સોધમાં નીકળતાં પ્રાણેશ તો ન મળ્યા, પણ મારા ગુમ થઇ ગયેલા ભાઇઓનો પતો મળ્યો છે અને તેથી મને આનંદ થય છે. પ્રાણેશ મારા વ્હાલા પ્રાણેશ અરેરે તમને આશું સુજ્યું ? રત્નને ધુળમાં રગદોળ્યું, હીરાને કાચ જાણ્યો, સાચા મોતીને ખોટું મોતી ગણ્યું, હંસણીને કાગડા ગણી, અમૃતને વીષ પારખ્યું, ગુલાબને અંગાર દેખ્યો, મોગરાને કૌવચ જાણી, પણ મારાં વહાલા સૌભાગ્ય ખરેખર તમારી મોટી ભૂલ છે. ઇન્દુમતિ કલંકિત નથી પણ નિર્દોષ છે, નિર્દોષપર નાહક આળ ચઢાવ્યાં છે. જ્યારે પ્રપચ ખુલ્લો પડશે ત્યારે તમારે પસ્તાવું પડશે. ( થોડીવારે શાંત રહીને ) આ મુસાફરીની અથડામણમાં મારૂ માથું બહુ દુખે છે અને મને જરા તાવ આવ્યો હોય એમ લાગે છે. શું કરૂ ! ( જાણે યાદ આવ્યું હોય એમ ) હાં, મને પ્રતાપે જે બુટ્ટી આપી હતી તે લાવ ઘસીને પીઉ ( બુટ્ટી ઘસીને પીએ છે અને પીધા પછી વિષ ચઢતાં ) અરેરે આશું ! મને તો તમર આવે છે ! અરે હું પડી જાઉછું ! મને ચકર આવે છે ! ( ભુમપાડીને ) અરે ઓ ભાઇ કોઇ આવો હું મરી જાઉછું, હાય જીવ જાય છે દોડો, દોડો, ( સરો, વિરસિંહ, ધિરસિંહ દોડી આવે છે ) (ધિરસિંહ અને વિરસિંહ કેમ બ્હેન શું થાય છે? કેમ બોલતી નથી બ્હેન છેલ્લી વખતે

તો બોલ અરે રે આમ નગુણી શું થાય છે !

ઇન્દુમતિ–મારો જીવ જાય છે. ભાઇઓ તમને પ્રણામ છે, હું મરૂં છું. સૌભાગ્ય મળે તો તેનને મારા પ્રણામ કહેશો, હું જાઉછું (સુરાના હાથમાં દેહ નાખેછે.)

વારાંસહુ–(કપાળ કુટીને) હાય મારી વહાલી બહેન.

## પ્રવેશ ૪ થો.

### રાજા કનકશેનની ખાનાની બેઠક.

પાત્ર–કનકસેન રાણી કુશુમાવળી પાછળથી પ્રધાન અને બીજા સરદારો.

કનકસન–પ્રાણ પ્રીયા હવે તો તમને આનંદ થયો હશે. કારણ કે તમે જેવી ઇચ્છા રાખતાં હતાં તેવુંજ થયું છે. આપણી પુત્રી મોહીનીના માટેની ચીંતાઓ દુર થઇ છે, આપણું નશીબ કયાંથી કે પ્રતાપ જેવા બહાદુર સરદાર જમાઇ તરીખે મલે. મોહીનીનાં નશીબે જોર કરીને અહીં ખેંચી લાવ્યું, નહિ તો એ આપણા આંગણે પણ આવવો મુશ્કેલ, પ્રીયા, તમારી આ લગ્ન વિષે સંમતિ કેમ છે ?

કુશમાવળી–પ્રાણેશ હું તો આ વાત સાંભળી ઘણીજ પ્રફુલીત થઇછું. પ્રતાપ ઘણોજ બહાદુર છે અને તેની બહાદુરીને લઇને આપણી આબરૂં જામેલી છે. અને વળી એણે મોહીનીને બચાવી જે ઉપકાર કર્યો છે તેનો બદલો પણ વાળ્યો છે. જો આપણી મોહીનીને તેણે બચાવી નહોતતો મુસલમાન લોકો તેને વટલાવી

ધર્મ ભ્રષ્ટ કરત, અને આપણી આબરૂં જાત, આ વા-
વતો ઠીક છે, પણ લાડકવાયું બાળક જે પ્યારમાં ઉછ-
રેલું છે, તે દુખાં જીંદગીનો અંત લાવી ઝુરી ઝુરીને
મરત. વળી કુંવરા પ્રતાપને ઘણાજ પ્યારથી ચહાતી
હતી માટે આ જુગલ જોડુ મળી આવ્યું છે. ( હાથ
જોડીને ) પ્રભુ એમને સદા સુખી રાખો.

કનકસેન-પ્રિયા ! તેમને તારા આશીશ ફળજો (થો-
ડીવારે દાસી ગભરાતી આવે છે અને નમન કરીને.

દાસી—મહારાણી ઘણી ગજબની વાત થઇ છે ક-
હેતાં જીભ ઉપડતી નથી.

કનકસેન—એવું શું વીપરીત પરિણામ આવ્યું છે.
શું કોઇ દુશ્મન ચઢી આવ્યો છે ? શું મારી રૈયતને કોઇ
દુખી કરે છે કે શું છે ? ગભરાયા વંના મને સત્વર જ-
વાબ આપ.

દાસી—રાણીજી કહેવાને દિલગીરછું કે આપણને
સાંભળી સંતાપ થશે.

રાજા—અરે ભલી માણુસ હવે વાર લગાડયાવિના
સત્વર જણાવ.

દાસી—મહારાણી સૌભાગ્યચંદ્ર અચાનક અહીંથી
ઉપડી ગયા છે અને તેમની શોધમાં મોટી બેનને તજી
પ્રતાપ પણ જતા રહ્યા છે, અને પાછળથી મોહીની
બેનનો પણ પત્તો નથી.

કનકસેન }
કુસુમાવળી } ( આશ્ચર્યમાં ) હેં આ શું ! ઘણી
ગજબની વાત !

રાજા—સૌભાગ્યચંદ્રના જવામાં કંઈ ભેદ સમાયલો

જોઇએ માટે પ્રીયા આપણે તપાસ કરવી જોઇએ (દાસી પ્રત્યે) દાસી તું સૈનાધિપતી તથા પ્રધાનજીને બોલાવી લાવ. ( દાસી જાય છે. સૈન્યાધિપતી અને કનકસાગર પ્રધાન આવે છે )

કનકસેન—સૈન્યાધિપતી, અમરગઢથી પત્ર આવ્યો છે તેમાં એવું લખે છે કે રાણા ભોપાળસિંહને દુષ્ટ જાલમસિંહે પ્રદભ્રષ્ટ કર્યા છે. અને રાજ્યમાં પોતાનો અમલ ચલાવવા લાગ્યો છે માટે એ દુષ્ટ કપટી, પ્રપંચથી જાલમસિંહને માટે એના દુષ્ટ કૃત્યનો બદલો આપવો જોઇએ માટે તમે આપણું સૈન્ય સત્વરથી તૈયાર કરો. અને હું પણ સાથે આવાશ કારણ કે અહીં ભારે ગજબ થઇ ગયો છે. મોહીની, પ્રતાપ અને સૌભાગ્યચંદ્ર ત્રણે જણ ગુમ થઇ ગયાં છે.

સભા—(આશ્ચર્ય પામીને ) હેં !

કનકસેન—અને હું ધારૂં છું કે તેઓ અમરગઢ ગયા હશે કારણ કે લઢાઇમાં ભાગ લેવાને તેઓ ઉત્સુક હતા અને મોહીની પણ તેમની સાથે હોવાં જોઇએ માટે મારે પણ ત્યાં આવવું જોઇએ. વળી ભોપાળસિંહને મળ્યો નથી તેથી મળાશે પણ તમે જાઓ અને સૈન્યને તત્પર રાખો.

(નમન કરીને) જેવી મહારાણાની આજ્ઞા. ( જાય છે.)

કનકસેન—પ્રીયા મારે અમરગઢ જવાનુ છે કારણ કે ત્યાંથી પત્ર આવેલો છે કે જુલમી જુલમગાર જાલમસિંહ મહારાજા ભોપાળસિંહને પદ ભ્રષ્ટ કર્યા છે

અરે નિર્ભયપણે રાજય કરે છે. માટે એનો બદલો મારે આપવો જોઇએ અને કાલે સવારે કુચ કરવાની છે માટે હું રજા માગવા આવ્યો છું, તેથી મને શુભ શુકન આપો કે મારા તથા મારા વિજય લશ્કરના બાહુ બળથી જાલમસિંહને પકડી કેદ કરી અહીં લાવું ( દિલગીરી થઇને ) પ્રિયા પણ યુદ્ધનાં કામ છે. સમરાંગણમાં શરીર અરપી લઢવાનું છે માટે જો જીવીશું તો મળીશું નહીતો છેવટના પ્રણામ.

કુસુમાવળી—મારા સૌભાગ્ય રક્ષક શું મને છોડી જશો. ( રડે છે. પ્રાણેશ હુ તમન નહીં જવા દઉ પુત્રી પણ ગઇ અને પછા તમે જાવ તો પછી મારી શી વલે થશે. મારો કોણ બેલી.

કનકસેન—( એના હાથ જાલી કલ્પાંત કરે છે. )

( તેને દિલાસો આપતાં ) પ્રિયા આમ નાહક કલ્પાંતકરી અશુભ કેમ સુચવે છે. ક્ષત્રાણી થઇ આમ રડે છે શું તારે તો મને હિંમત આપવી જોઇએ. એ તે છોડી તું મને રણમાં જવાની ના પાડે છે તે સુરી ક્ષત્રાણીને સરમ ભરેલું છે. જો હું યુદ્ધમાં ના જાઉ અને તારૂં સશીવદન નિરખતાં તારી પાસે બેશી રહું તો મારી રૈયતનુ શું થાય. તેમને ન્યાય કોણ આપે એ વાતને તો ધુળ નાંખી ધારો કે રૈયત રૈયતનું ફોડી લે. પણ મારા બાપ દાદાની ઉજવળ કિર્તિને કલક લાગે કુળને લાંછન લગાડયું કહેવાય અને વિરરત્નમાં પથરો કહેવાય કહો પ્રિયા શું હું બિકણ થાઉં તો તમને તે પસંદ પડે.

કુસુમાવળી-( રડતી રડતી ) ના મારા પ્રાણેશ.

કનકમન-ત્યારે પ્રેમાળ પ્રિયા મારી મધૂર ગુલાબ, હશી ખુશી મને અમરગઢ જવાની અને જા મસિંહને પકડી લાવવાની રજા આપો.

કુસુમાવળી-( આંખો લુછીને ) જેવી પ્રાણેશની આજ્ઞા. ( દાસીની પાસે કકાવટી મંગાવી ને. )

## ગાયન ૫.

મારા સરસ સુઘડ પીયુ નાથ વહેલાજઇ આવશો રે;
આવશો તમે આવશો જઈ, જાલમસિંહને મારશો રે. મારા
રક્ષા કરશે શ્રી શંકર તમારી, અને પારવતી માડીરે;
ગણપતીને પાયે લાગું, દુખમાં કરશે સાહાય આવીનેરે.
મારા.

## પ્રવેશ. ૫.

સ્થળ-રાણાશ્રીને સંતાડેલું ગુપ્ત ઠેકાણું.
પાત્ર-રાણાશ્રી ભે પાળસિંહ.

ભોપાળસિહ— ગાયન ૬.

અરેરે વિશ્વંભરા, આ શું રે કર્યું,
સુખ સમુદ્રમાં, ડુબીરે ગયું;
જાલમસિંહના પ્રપચમાં ફસ્યો,
વણ વાંકે પ્રભુ, સૌભાગ્યને તજયો;
ઇન્દુમતિને દુઃખી રે કરી,
અસુર થઇને મેં, સુખ લીધું હરી;

પુત્રીનો હવે પત્તો રે નથી,
ક્યાં હું રે જાઉં દુઃખને કથી;
અરેરે શસ્ત્રા શું હવે થશે,
પુત્રી ઈંદુ તું, કર અરે હશે;
રાજ્યપાયો તે પ્રતાપર હતો,
કમનશીબથી તે રહ્યો જતો;
જાલમસિંહરે હાય શું કરૂ,
પાંખો કરીને મારીને મરૂ;

અરે દેવ! આવો એકાએક અચાનક કોપ મારા ઉપર ક્યાંથી થયો. અરે જાલમસિંહ તારા ઉપર વિશ્વાસ રાખ્યો, તને વિશ્વાસનો પાત્ર ગણ્યો, તો તેનો હાય બદલો મને આ મળ્યો! જાલમ, જાલમ, તારા આવાં કાળાં કૃત્યોની મને પહેલાં ખબર ન હતી કે હું મારૂ સત્યાનાશ મારે હાથેજ કરત. અરે કુળાંગાર જાલમ, ભોળા, નિષ્કપટી, નીમકહલાલ સરદારને તેં રાજ્યદ્રોહી ઠરાવી દેશ નિકાલ કરાવ્યો.. અરે હું પોતેજ તેનો શિરચ્છેદ કરવા જતો હતો પણ તેના પવિત્ર મિત્ર નવિને બચાવ્યો તેથી તેને ધન્યવાદ ઘટે છે. સૌભાગ્ય, તારાં એકાએક વચન મને યાદ આવે છે. હાય, હું કુળાંગાર, હું કાળા કૃત્યોનો કરનાર. પાપી નીચ છું. મેં હાથે કરી મારૂં સત્યાનાશ વોરી લીધું છે. સૌભાગ્ય, સૌભાગ્ય, હવે તું મને ક્યાં મળીશ! હાય, હવે શું કરૂ! શું હું અહિંયાંથી નાશી તારી શોધમાં આવું, ના ના, ત્યારે શું અહિંઆંથી રણસગ્રામ કરી નીકળી

જાઉં. અરે પણ કંઈ નહિ તેમાંનું હાલ મારાથી કશું બની શકનાર નથી. મારી કોમળાંગી પુત્રી, તારા સુખનો નાશ કરનાર તારા દુરાત્મા પીતાજ છે. મારી પુત્રી હું તારો પીતા નહિ પણ એક ક્રુર અસુર છું. હાય, ખરેખર મારો નર્કમાં પણ વાસ મળનાર નથી. રાજ્યની પાયમાલી પણ મારા હાથેજ કરી નાંખી છે. પ્રભુ! ખરેખર રાજ્યની પાયમાલી થવાને માટેજ મેં સૌભાગ્યને દેશનિકાલ કર્યો. સૌભાગ્ય, નિર્મળ સૌભાગ્ય, હું તારૂં સુંદર મુખ કયારે નિહાળીશ અરે દુઃખ આવી પડે છે તો બધી બાજુએથી આવી પડે છે. જરા સુખનો વિશ્રામ જે તેનો પવિત્ર મિત્ર પ્રતાપ તે પણ તેની શોધમાં નીકળી ગયો. તેનો પત્તો પણ લાગતો નથી. અરે ઇશ્વર! મારૂં શું થશે. અરે મેં એમ પણ સાંભળ્યું છે કે પુત્રી ઇંદુમતિ પણ ગુમ થઇ છે. અરે મારી પુત્રી, તું મને નિરાધાર છોડી ચાલી ગઈ, મેં તારી જરાએ પણ દરકાર રાખી નહિ. અરે જગતનિયંનતા, મારી પુત્રી, જમાઇ, મિત્રો, ભાંડુઓનાં દુઃખ નજરે જોવા કરતાં મરવું હજાર દરજ્જે પસંદ કરૂં છું. અરે હું પાપી, હું દુરાત્મા, દુષ્ટ મેં બીલકુલ તારી અરજ સ્વિકારી નહિ અને સાહસિક થઇ તારા સુખનો અંત આણ્યો.

હાય હવે મને ઘણો પશ્ચાતાપ થાય છે. અરે પણ હવે બધો પસ્તાવો કરવો તે બધો ખોટો છે. અરે જાલમસિંહ તેં તારા પ્રપંચનો પુરેપુરો લાભ મેળવ્યો

છે. પણ એ ચાર દિવસનું ચાંદરણું સમજજે. કપટ કપટને ખાશે તેમાં બીલકુલ શક નહિ. તું થોડું મુકી આખું લેવા ગયો છે પણ કપટી કાગડા નકી સમજજે કે હવે આખું જવાનો વખત થયો છે. અરે પણ ચાલ હવે પાણી વલોવવાથી માંખણ કદી પણ મળનાર નથી માટે ચાલ તેમની શોધમાં જાઉં. ( વીચાર કરેછે.) પણ હવે તંઓ મને શું મળનાર છે! અરે પણ ઇશ્વર કૃપાળુ છે તો તે મને હીણભાગીને મેળવશે. ઇશ્વર મારી લજયા રાખશે ચાલ તેમની શોધમાં જાઉં. ( જાયછે. )

## પ્રવેશ ૬.

### સ્થળ—વન.

પાત્ર-ઈંદુમતિ પાછળથી મોહીની અને છેવટે સૌભાગ્ય.

( ઇંદુમતિને બુટ્ટી સુંગવાથી ચોવીશ કલાક સુધી ઝેર ચડે છે. અને ચોવીસ કલાકની મુદત પુરી થતાં ઝેર ઉતરે છે અને ઈંદુમતિ બેઠી થાય છે એટલામાં મોહીનો ફરતી ફરતી તે જગ્યાએ આવે છે. અને તેનું રૂદન સાંભળી ઉભી રહે છે. )

ઇંદુમતિ— ગાયન ૭

આવો,આવો,આવો, આવો,નાથ જશો કયાં હા....ચરે,
જાઓ, જાઓ,જાઓ, જાઓ,રસીક જીવ અકળા...ચરે;
રે રઢીઆળા, રે રઢીઆળા, આમ શું કુર થવા....ચરે,
રે અલબેલા, પીયુવર ઘેલા, છોડીશું આમ જવા....ચરે;

વ્હાલા મળશો, વ્હાલા મળશો, વિરહે બળે મમકા..યરે,
દયા ધરશો, દયા ધરશો, દુઃખથી હૃદય ચીરા.....યરે;
સિંચો, સિંચો, સિંચો, સિંચો, પ્રેમે સુધારસપ્યા...રરે,
હિંચો, હિંચો, હિંચો, હિંચો, રસીક હૃદમ મમ હા...રરે;

મોહિની—અરે આ હૃદય ભેદક શબ્દ સાંભળી મારૂ કાળજુ ચીરાઇ જાયછે. અરે આવું રૂદન તે કેમ કરતી હશે, શું તેને માથે કંઇ વિઘ્ન આવ્યું હશે ! મને તો સંસારથી કંટાળી ગએલી દુઃખી સ્ત્રી માલુમ પડે છે. અરે, આનું રૂદન તો મારી માશીની દીકરી ઇંદુમતિના જેવું લાગે છે. પણ તે અહિં કયાંથી હોય ! કેમ નહિ તે પણ મારી પેઠે વનવન ભટકવા નીકળી ગઈ છે. તો વખતે તે હોય ખરી. માટે લાવ હું જાઉં અને તપાસ કરૂં કે તે કોણ છે.

( પાસે જઇને જુએ છે. ) હાય ખરેખર મારી ઇંદુમતીજ છે. ( તેને અડકીને ) કોણ મારી વ્હાલી બ્હેન ઇંદુમતિ ?

ઇંદુમતિ—હા બ્હેન, તારી હીણ ભાગી ઈંદુ.

મોહીની—બ્હેન, તું અહિ કયાંથી ?

ઇંદુમતિ—બ્હેન, મારા દુઃખનીતો સીમા રહીજ નથી. પિતાતો નવી માના પ્યારમાં પડી મને અને મારા ભ્રાતને તજી દીધાં છે. અને દુષ્ટ મામા જાલમસિંહે પ્રાણપ્યારા ઉપર ખોટું તહોમત મુકી મારા સુખનો નાશ કર્યો છે. એટલુજ નહિ પણ માથે દુઃખના ડુંગર ઉગ્યા છે. પ્રાણેશને કોઇએ ખોટું ભેરવ્યાથી

તેમણે મને જારીણી ઠરાવી છે. અને મને પત્ર લખ્યો છે કે તું આજથી મારી સ્ત્રી નથી. હાય બ્હેન મારૂ શું થશે ! હવે મારા દુઃખની કાણી કોને જઈને કહું હવે હું સંસારની ફોકટ માયામાંથી મુક્ત થઈ પ્રાણનો વ્હેમ ભગાવવા વને વન અને જંગલે જંગલ રખડયા કરૂં છું. પણ તેમનો કાંઇ પતો લાગતો નથી. હાય ! મારા નશીબમાં શું લખ્યું હશે. બ્હેન, મારા જેવી બીજી કોઈ અભાગણી હશે ? પણ બ્હેન, મેં એવું સાંભળ્યું હતું કે તે કનકાપુરીમાં આવ્યા હતા તે શું ખરી વાત ?

મોહિની–હા બ્હેન તે આવ્યા હતા. અને તેમની જોડે તેમના એક મિત્ર હતા કે જેમનું નામ પ્રતાપ હતું, તે પણ આવેલા હતા. તેમને ઘણા હોંશીઆર જોઇને મારા બાપે તેમને સૈન્યાધિપતીની નોકરી આપી અને મારૂ લગ્ન પણ તેમની જોડે કર્યું, પણ હાય તે પણ મને મુકી સૌભાગ્યની શોધમાં ચાલ્યા ગયા છે. હાય બ્હેન મારી પણ તારા જેવી સ્થિતી છે. બ્હેન, મને પણ તારી પેઠે મુકી ચાલ્યા ગયા છે.

ઇંદુ–બ્હેન, પણ તમને વગર વાંકે તજી દેવાનું કારણ ?

મોહીની–કારણ બીજું કશુંએ નહિ એક સાચી મિત્રાઈ. સૌભાગ્યચંદ્રનો કાગળ આવેલો જોઇ તેમને મને કહ્યું કે મારે મારા મિત્રની શોધમાં જવું જોઇએ એમ કહી મારી પાસે આવી મને કહ્યું કે મારે મારા

મિત્રની શોધમાં જવું છે. મારા ના કહ્યા છતાં મારૂ અપમાન કરી તે તો શોધમાં ચાલતા થયા, બ્હેન, મારા પિતાને જાણુવા ન દેતાં હું પણુ તેમની શોધમાં ચાલી નીકળીછું. (આટલું કહી રડે છે. એટલામાં કોઇ આવતું જોઇને) બ્હેન, પેલું સામેથી કોણુ આવે છે? મનેતો સૌભાગ્ય જેવા લાગે છે.

ઇંદુમતિ–બ્હેન, આ મશ્કરી કરવાનો વખત નથી, દાઝયા ઉપર ડામ બ્હેન મશ્કરી શા માટે કરે છે.

મોહીની–મારી વ્હાલી બ્હેન, મશ્કરી નહિ પણુ સાચું છે.

ઇંદુમતિ–તો ચાલો આપણે એમની પરિક્ષા કરીએ પણુ બ્હેન, તેમની પરિક્ષા કેવી રીતે કરવી?

મોહિની–કેવી રીતે શું? જેવી રીતે કે એમનો વ્હેમ ભાગી જાય તેવી રીતે પણુ આપણે કંઇ બીજો વેષ ધારણુ કરી તેમની પરિક્ષા કરવી.

ઇંદુમતિ–લ્યો ત્યારે તમે થાઓ દાસી અને હું થાઉં યોગિની.

(ઇંદુમતિ યોગિની થાય છે મોહિની તેની દાસી થાય છે. અને સૌભાગ્ય ત્યાં થઇને જાય છે તેને મો-હિની બોલાવે છે.)

મોહિની–અરે વટેમાર્ગુ આપ કોણુ છો? અને કયાં જવાની આશા રાખો છો? આપ આપના દુઃખથી કંટાળી ગએલા હો એમ આપના મુર્ખાવિંદ ઉપરથી લાગે છે. માટે આપનું નામ તથા જવાનું ઠેકાણું જ-ણુાવા કૃપા કરશો?

સૌભાગ્યચંદ્ર–અરે યોગિની હું એક દુઃખી માણસ છું. આપને મારૂં દુઃખ સાંભળવાથી સંતાપ થશે. માટે હું તે કહેવાને ઇચ્છતો નથી અને હું મારૂં કલંકિત નામ કહેવાને પણ ઇચ્છા ધરાવતો નથી.

ઇંદુમતિ–લ્યો તમે નહિ કહો તો હું તમારૂં નામ અને દુઃખ કહી આપું.

સૌભાગ્યચંદ્ર–ત્યારે કહો મારૂં શું નામ છે. અને મારે શું દુઃખ છે ?

ઇંદુમતિ–આપનું નામ સાભાગ્યચંદ્ર હોય અને આપ એક સ્રીના પ્રેમમાં પડેલા હોય એવું મને ભાસેછે.

સૌભાગ્યચંદ્ર–હા, મારૂ નામ સૌભાગ્યચંદ્ર છે. હું એક સ્રીના પ્યારમાં પણ પડયો હતો. તેને મેં કનક જાણી હસ્તમાં ગ્રહણ ગ્રહ્યું પણ આખર કથીર નીવડયું. હીરો જાણીને ખરીદયો પણ આખરે ખોટો કાચ નીકળ્યો. મેં સુજાંત જાણી પ્રેમ બાંધ્યો, પણ આખરે કુજાત નીવડી. અરે જારીણી, તને હજાર વાર ધીક્કારછે.

ઇંદુમતિ–તેનું નામ શું હતું તે તો આપને ખબર હશે ?

સૌભાગ્યચંદ્ર–તેનું નામ મુખે ઉચ્ચારવાથી હું ઉલટો દુઃખી થાઉ છું. માટે તેનું નામ હું નહિજ કહું.

ઇંદુમતિ–ત્યારે તેનું નામ હું કહી આપું ?

સૌભાગ્યચંદ્ર–હેં ! હેં શું એનું નામ તમે જાણોછો.

ઇંદુમતિ–હા ! શું તેનું નામ ઈંદુમતિ હતું ?

સૌભાગ્યચંદ્ર–હા, એજ કલંકિત ઈંદુમતિ.

ઇંદુમતિ–ત્યારે તમે એની સાથે પહેલાં પ્યારમાં પડી ને પછી કલંકિત કેમ ઠરાવી! અને કલંકિત શા કારણથી કહો છો?

સૌભાગ્યચંદ્ર–અરે કનકપુરથી મારી સાથે સરત કરી એક માણસ આવ્યો હતો તેની સાથે પ્રેમમાં પડી તેથી.

ઇંદુમતિ–તે પ્રેમમાં પડી તેનું કંઇ પણ કારણ હશેને, અને કંઇપણ નીશાનીતો હશેને.

સૌભાગ્યચંદ્ર—ખરેખર તે કલંકિત છે અને તે કુલટાએ તેને પ્રેમની નીશાનીમાં મેં પ્રેમ બાંધતો વખતે કંકણ આપ્યું હતું તે તે માણસને આપ્યું હતું. પછી બીજી શી નીશાની.

ઇંદુમતિ–પણ તેણીનું કંકણ કદાચ ચોરાઇ ગયું હશે ત્યારે? અને તે માણસ કદાચ ચોરીને લાવ્યો હશે ત્યારે તેની કંઇ પણ તપાસ કરી છે કે નહિ?

સૌભાગ્યચંદ્ર-અરે એમતો ન હોય. ચોરીને તો કદાપી લાવેજ નહિ.

ઇંદુમતિ–ત્યારે તમે ધારો છો કે તમારી સ્ત્રી જારીણી છે?

સૌભાગ્યચંદ્ર–ના હું ધારતો નથી કે તે જારીણી થાય. પણ કંકણપરથી મેં તેને જારીણી ઠરાવી છે.

ઇંદુમતિ–અરે રાજા તમે ભોળા છો. તમે નીમક હલાલ છો. તમે પાપીઓના પ્રપંચમાં પુરેપુરા ફસાઇ ગયા છો. અને તમારી સ્ત્રી પણ પાપીઓના પ્રપંચમાં

ફસાઈ પડી છે. હું ખાત્રીથી કહુછું કે તમારી સ્ત્રી જારીણી નથી. તે શુદ્ધ પતિવૃતા છે.

સૌભાગ્યચંદ્ર–ત્યારે શું મેં એને કંઈ પણ તપાસ કર્યા વગર તજી દીધી? હાય, પ્રીયા મેં તને જારીણી ઠરાવી. અફસોસ! પણ હાલ તે મને મળવી મુશ્કેલ છે કારણ કે તે પત્ર પહોચતાંજ પ્રાણ ત્યાગ કર્યો હશે. પ્રીયા, મેં તને વગર તપાસે જારીણી ઠરાવી. પણ મહાત્મા મારી પ્રીયા જીવતી છે કે મરી ગઇ છે તે મને કૃપા કરી જણાવશો?

ઇંદુમતિ–તમારી પ્રીયા જીવતી છે તે મરી ગઈ નથી તે પણ તમારી પાછળ જંગલે જંગલ રખડે છે.

સૌભાગ્યચંદ્ર–પણ હાલ તે કયાં હશે?

ઇંદુમતિ–તે તમારી સામેજ ઉભી છે.

સૌભાગ્યચંદ્ર–ના હું તો ન માનું હું કેવી રીતે માનું કે તે અહિંઆં છે.

ઇંદુમતિ–(પોતાનું ખરૂં રૂપ પ્રગટ કરે છે) વાહરે મારા સૌભાગ્ય, તમે ઘડી ઘડીમાં ભોળવાઇ જાઓ છો. આ તમારી પ્રીયાઆંહિઆંજ ઉભી રહી છે.

સૌભાગ્યચંદ્ર–કોણ મારી વ્હાલી ઇંદુમતિ!

ઇંદુમતિ–હા મારા પ્રાણેશ આપની ઈંદુમતિ.

સૌભાગ્યચંદ્ર–પ્રીયા, મેં તને જારીણી ઠરાવી, તેને માટે હું ક્ષમા માગુંછું.

ઇંદુમતિ–પ્રાણનાથ, એમાં આપનો કાંઈ દોષ નથી. આપણા લલાટમાં લખ્યું હશે તેવું થયું.

પણ ચાલો હવે આપણે તમારા મિત્રની શોધમાં જઇએ. અને અમરગઢની શી હાલત છે તેની તપાસ કરીએ.

સૌભાગ્યચંદ્ર–ચાલો હવે જઇએ. પણ અરે મિત્ર પ્રતાપ તું હાલ ક્યાં હશે ?

ઇંદુમતિ–તે પણ આગળ ઉપર મળી આવશે. હવે પાપીઓનો ઘડો ભરાઇ ગયો છે. ચાલો હવે સત્વર જઇએ. (જાય છે. )

## પ્રવેશ ૭.

### સ્થળ—મેદાન.

પાત્ર–કનકપુરથી આવેલું લશ્કર, રાજા કનકસેન અને સરદારો પાછળથી પ્રતાપ તથા સુરો બહારવટીઓ તથા ધીર અને વીર.

કનકસેન–મારા શુરા સામંતો અને બહાદુર સરદારો આપણે અહિંઆં ઘણાં સંકટો વેઠી હવે છેક અમરગઢની લગભગમાં આવી પહોંચ્યા છીએ. માટે અહિંઆં લશ્કર ઘણું થાકી ગએલું છે તેથી જરા વિશ્રામ લેવા માટે થોડી વાર થોભવું એવી મારી ઇચ્છાછે.

સામંતો–જેવી મહારાણાની આજ્ઞા. ( પડાવ નાંખે છે. અને થોડીવારે પ્રતાપ આવે છે. )

પ્રતાપ–શિરછત્ર ભાઇઓ આપ કોણ છો અને ક્યાં જવાનો ઇરાદો રાખો છો ? હું એક મટેમાર્ગુ છું અને આપને ક્યાં જવાનું છે તે જાણવાની મારી જિ-

જ્ઞાસા છે માટે મુજ ગરીબપર દયા કરી કહેશો ?

કનકસેન—અરે પાંન્થી હું કનકાપુરી નગરીનો રાજા કનકસેન છું. મારૂં લશ્કર લઈ અમરગઢ જવાની મારી વૃત્તિ છે. હું એક જુલમી માણસ કે જે નીચી જાતીનો માણસ ઉંચી પાયરીએ ચઢેલો તેના માટેજ જાઉંછું. ભોપાળસિંહ જેવા રાણાને પદભ્રષ્ટ કરી નિર્ભયપણે રાજ્ય ચલાવતા રૈયતને દુઃખી કરતા અને રાજ્યની પાયમાલી કરતા નિર્દય અધર્મી માણસને તેના કાળા કૃત્યોનું ફળ ચખાડવા જાઉં છું.

પ્રતાપ—(સ્વ) અરે આતો મારા સસરા ! અરે પણ કંઇ હરકત નહિ, શું જુલમી જાલમસિંહનો પ્રપંચ ખુલ્લો પડયો ! શું તેનું મૃત્યુ પાસે આવ્યું ! ખરેખર બહુ કરે તે થોડાને માટે. અરે નીચ જાલમ તેં ચાર દિવસના ચાંદરણાં સમાન સુખ ભોગવી નિષ્કપટી સૌભાગ્યને દેશનિકાલ કરાવ્યો. હાય હાય ! તને શું સુઝયું ! પણ ચાલ, વધારે લપન છપન કર્યાથી કંઈ જાહેર થઇ જવાશે. ( પ્રકાશ ) મહારાણા, મને સાથે આવવાને રજા આપશો. મેં પણ તેના કુકર્મની ખબર સાંભળી છે. માટે મારે પણ તેમાં ભાગ લેવાની ઉત્કંઠા છે. જો આપની આજ્ઞા હશે તો મારી બનતી મદદકરીશ.

કનકસેન—( સ્વ ) અરે આ માણસના બોલચાલ પરથી અને તેની મુખમુદ્રાથી મને તો પ્રતાપ જેવો લાગે છે. તેની બોલવાની માધુર્યતા પણ તેના જેવીજ આવે છે. અરે પણ એકદમ કેમ કહી શકાય ! ચાલો

આગળ સૌ થઈ પડશે. હુમણાં તો તે આવવાની રજા માગે છે તો ભલેને તે આવે તેમાં આપણું શું જવાનું છે. લાલઃલાખ તો સવાલાખ. આટલા લશ્કરમાં એક માણસ વધારે. ( પ્રકાશ ) જો તમારે આવવાની મરજી હોય તો તમને આવવાની રજા છે પણ આપ કોણ છો તે જાણુવાની હું આશા રાખું છું.

પ્રતાપ—હું એક દુઃખી મુસાફર છું. મારે માથે દુઃખનાં ઝાડ ઉગ્યાં છે. મારા ઉપર ઘણી અવધિ થઇ છે. હું મારૂં દુઃખ કહી આપને સંતાપ ઉત્પન્ન કરવો એવી મારી વૃતિ નથી. તેમ છતાં જો જાણુવાની આપની મરજી હશે તો આપ આગળ ઊપર જોશો.

કનકસેન—ઠીક ત્યારે તમારી મરજી એમ છે તો આગળ ઉપર કહેજો અને હમણાં ચાલો ( લશ્કર કુચ કરવા માંડે છે એટલામાં સુરો, ધીર અને વીર આવે-છે. ) અરે બહાદુર સરદારો, આપ કયાં જવાની ઈચ્છા રાખોછો તે જણાવવા કૃપા કરશો.

સુરો—રાજન્ન, હું એક બહારવટીઓછું, અને મારૂં નામ સુરો છે, અને જે આ બે છોકરા મારી સાથે છે તે અમરગઢના મહારાણા ભોપાળસિંહના પુત્રો છે. પહેલો હું જાલમસિંહના કપટમાં ફસાઈ લાલચને લીધે હું ઉપાડી લાવ્યો હતો, પણ મેં એમને મારી ન નાંખતાં જીવતા રાખ્યા છે તેથી હવે હું મહારાણાને પાછા સોંપવા અમરગઢ જાઉછું, પણ મેં એવું સાંભળ્યું છે કે મહારાણાને તો પદભ્રષ્ટ કરી તે પાપી જાલમ ગા-

દીએ બેઠો છે. તો હું કેટલુંક સૈન્ય ભેગું કરી પકડવા અને મારવા ફરૂં છું. આવી મારી મનની વૃત્તિઓ છે. હવે આપ મહેરબાન દયા કરી કહેશો કે આપ કયાં જવાનો ઈરાદો રાખો છો.

કનકસેન–અમારો અને તમારા મત મળતો આવે છે. હું કનકપુરનો રાજા કનકસેન છું અને તમે પણ જો આવતા હોતો સાથે ચાલો.

સુરો–ઠીક ત્યારે ચાલો. ( લશ્કર, પ્રતાપ, સુરો, ધીર તથા વીર બધા મળી સાથે જાય છે.

## પ્રવેશ ૮.

### સ્થળ—જંગલ.

પાત્ર–સૌભાગ્યચંદ્ર, ઇંદુમતિ, મોહિની અને પાછળથી ભોપાળસિંહ.

**સૌભાગ્યચંદ્ર**–પ્રીયા, આપણને જંગલમાં રખડતાં રખડતાં ઘણા દિવસ વીતી ગયા છે. અને આપણે અહિંઆં તપાસ કરી તો કોઇ પણ માણસ પ્રતાપ અગર સુરો નજરે પડતા નથી. માટે આપણે તો હવે અમરગઢમાં જવું જોઇએ. કારણ કે મેં એવી વાત સાંભળી છે કે કનકપુરથી રાજા કનકસેન સૈન્ય લઈ દુષ્ટ, જુલમી, કપટી, દુરાચારી જાલમસિંહને સજા કરવા ચઢયા છે. અને હું આશા રાખુંછું કે સુરો પણ ત્યાં ગયો હશે.

ઈન્દુમતિ–હા, પ્રાણનાથ મારો પણ મત એવોછે. અને હવે આપણે અમરગઢમાં જવું જોઇએ. કારણ કે

કનકપુરથી સૈન્ય ઘણા દિવસ થયાં નીકળી ગયું હશે. તેની આપને ખબર તો હશે.

સૌભાગ્યચંદ્ર–સૈન્ય તો ઘણા દિવસથી નીકળી ગયું છે. અને તે લગભગ અમરગઢની નજદીક આવી ગયું હશે. માટે આપણે પણ ઉતાવળથી જવું જોઇએ. અને પાપીને સજા કરવામાં ભાગ લેવો જોઇએ.

મોહિની–( સ્વગત ) અરે, આતો મારા પીતાની વાત કરે છે. અને તે અમરગઢની નજદીક આવી ગયા હશે. તેમજ હમે પણ આવી ગયાં છીએ તો હવે પિતાનો તો મારે મેળાપ થશે.

સૌભાગ્યચંદ્ર–અને પ્રીયા મેં એવી વાત સાંભળી છે કે એક બહાદુર સરદાર પણ રસ્તામાં ભેગો થયો છે. તે કદાચ પ્રતાપ હશે એવી મને શંકા રહે છે. કારણકે તેના વગર બીજો કોઇ દુઃખીયારો નથી, અને તે મારી પાછળ નીકળી ગયો છે તેથી તે પણ ત્યાં બીજું નામ ધારણ કરી આવેલો હશે, માટે ઘણું કરીને પ્રતાપનો પણ ત્યાં પતો મળશે.

મોહિની–(સ્વ) અરે મારા પ્રાણનાથ પણ મને ત્યાં મળશે. શું નશિબના ખેલ છે! મને હવે ખાત્રી છે કે આપણી ચઢતી આવી છે અને પાપીઓની પડતી દશા આવી હશે.

સૌભાગ્યચંદ્ર—પણ અરે પેલું સામેથી કોણ આવેછે !

ઇંદુમતિ–અરે મને તો મારા પીતા જેવા લાગે છે

કદાચ તે તો નહોય ! ખરેખર તેજ હશે કારણ કે તે જુલમી જાલમસીહુથી પદભ્રષ્ટ થએલા છે. ( ભોપળસિંહ આવે છે.)

સૌભાગ્યચંદ્ર-અરે ભલા માણસ, આપ અહિંઆં આમ દુ:ખીયારાની માફક કેમ રખડો છો ? મને એમ ભાસે છે કે આપને કંઇ મોટું સંકટ આવી પડયું છે. અને આપ કોઇના વિખુટા થવાથી દુ:ખી જણાઓ છો.

ભોપાળસિંહ—અરે ભાઈ, આપને કાંઇ મારૂં દુ-ખ સાંભળવાની જરૂર છે ?

સૌભાગ્યચંદ્ર—જરૂર તો કાંઇ નથી. પણ આપ દુ:ખમાં હશો તો બનતો પ્રયત્ન કરી મારી થતી મહેનતે મદદ કરીશ.

ભોપાળસિંહ—અરે સરદાર, હું અમરગઢનો રાજા ભોપાળસિંહ છું. મેં પાપીના ફંદમાં ફસાઇ નિમક-હલાલ સરદાર ખોયો છે. તેમજ મારી પુત્રી ઇંદુમતિને પણ ખોઈ છે. અને આખરે પાપીના ફંદમાં ફસાઈ હું પણ પદભ્રષ્ટ થયોછું.

સૌભાગ્યચંદ્ર—મને આપના સરદારોનાં નામ કે જે આપે ખોયેલા છે તે કહેવા કૃપા કરશો અને જો મારાથી બની શકશે તો તમારા ખોવાઇ ગએલા સર-દારો તથા પુત્રીની ખોળ કઢાવી આપીશ.

ભોપાળસિંહ—જો તમારાથી બને તો તમે ખોળી આપજો. પણ તે સરદારો ભાગ્યેજ મળે. કારણ કે તે સરદારોને નીકળી ગયે આજ ઘણા દિવસ થઈ ગયા

છે. અને મેં તેમને મારા દેશની પાર જવાને હુકમ કર્યો હતો તેથી મારા દેશમાં તેઓ નહિ મળે અને તેમનું મળવું ઘણું મુશ્કેલ છે. ( નિશ્વાસ નાંખે છે. ) અરે ! સૌભાગ્ય, મેં તને દેશનિકાલ કર્યો. અરે ! મારી પુત્રી ઇંદુ, મેં તને પણ તજી દીધી. હવે તું મને ક્યારે મળીશ.

સૌભાગ્યચંદ્ર–મહારાજા આપ આમ શોકાગ્નિમાં ડુબી જાઓ નહિ. હું ખાત્રીથી કહું છું કે તે જીવતા છે અને તે બધા તમારા રાજ્યમાં જાલમસિંહને પકડવાના પ્રયત્નમાં ફરે છે, અને કનકપુરથી મહારાણાનુ સૈન્ય પણ જાલમસિંહને પકડવા આવેલું છે. તો તે પણ અમરગઢ કાલરોજ પહોંચી જશે. માટે ચાલો, આપણે બધા સૈન્યમાં મળી જઇએ, અને જાલમસિંહને પકડીએ. પછી આપણે બધાની ભાળ કઢાવીશું.

ભોપાળસિંહ–હેં ! હેં ! શું કનકપુરથી સૈન્ય આવ્યું છે ! શું જગત્ સરજનહારની ખુબી મને અણુચીંતી મદદ આવી મળી છે ! હા ભાઈ ચાલો આપણે બધા ભેગાં મળી જઇએ અને પછી બધાંની શોધ કઢાવીએ.

ઇન્દુમતિ–(સ્વગત) આહા પ્રભુ ! શું તારી કળા! શું મારા પિતાની આ દશા ! અરે દિનબંધુ દિનાનાથ, હવે આ દુઃખ ટાળી સુખ આપ. હવે અવધિ થઇ ગઈ છે. દુઃખમાં બાકી કંઇ પણ રહ્યું નથી. મન તો આ દુઃખી પિતાને જોઈ ધીરજ ખમતું નથી. હમણાં પ્રકા-

શિત થાઉં. પણ નાના, સબુરીનાં ફળ મીઠાં હોય છે. માટે હાલમાં તો ઓળખાણ કાઢ્યા વિના સાથે ચાલો.

સૌભાગ્યચંદ્ર–હા ચાલો. મહારાણા, પણ હવે આપણે અહિંઆંથી સત્વર જવું જોઇએ. કારણ કે મેં એવી વાત સાંભળી છે કે કાલે નવિનચંદ્રને ફાંસી દેવાની છે. તો આપણે જલદીથી જઇ કનકપુરના સૈન્યને ચેતવણી આપવી જોઇએ. અને તેને બચાવવો જોઇએ.

ભોપાળસિંહ–અરે ભલા માણુસ આપનું કહેવું વ્યાજબી છે માટે ત્વરાથી જઇએ. ( જાય છે. )

## પ્રવેશ ૯.

### સ્થળ—અમરગઢ.

પાત્ર–સૈન્ય, કનકસેન, પાછળથી ભોપાળસિંહ અને સૌભાગ્ય, ઇંદુમતિ અને મોહિની ( સૈન્યનો પડાવ નાંખ્યો છે. ત્યાં ભોપાળસિંહ આવેછે અને કહેછે.

ભોપાળસિંહ–અરે બહાદુર સરદારો, આપણો રાજા કયાં છે ? મારે તેમને મળવું છે.

બળદેવસિંહ–આપ કોણ છો ? અને કયાં જવાની ઇચ્છા રાખો છો ?

ભોપાળસિંહ–હું એક રજપુત છું અને મારે મહારાણા કનકસેનને મળવું છે. તો મહેરબાની કરી અંદર જવાની રજા આપશો.

બળદેવસિંહ–તમે ઉભા રહો હું મહારાણાને અંદર મળી આવું. ( કનકસેન રાજા પાસે જાય છે. )

મહારાણા, આપની પાસે ચાર રજપુત સરદારો

આવવામાગણી કરેછે. તો જો આપની આજ્ઞા હોયતો અંદર આવવા દેઉં.

કનકસેન—જાઓ સત્વર પ્રવેશ કરાવો. (બળદેવસિંહ જાયછે અને તેમને બોલાવેછે.)

ભોપાળસિંહ—( આવીને નમન કરી ઉભા રહેછે.)

કનકસેન—આપ કોણછો ? અને શાકારણથી આપનું પધારવું થયું છે ? આપ કંઇ ભારે દુઃખમાં આવી પડયા હો એવું મને ભાસે છે.

ભોપાળસિંહ—હા હું એક દુઃખીયારો રજપુત છું મેં દુષ્ટ થઇ નિમકહરામની સંગતે ચઢી કંઈપણ તપાસ કર્યા વગર નિમકહલાલ સરદારો ખોયા છે. ( કપાળ કૂટે છે. ) સૌભાગ્ય, તું મને ક્યારે મળીશ !

કનકસેન—કોણ ? મહારાણા ભોપાળસિંહ !

ભોપાળસિંહ—હા, દુઃખી કંબખ્તીને પહોંચેલો ભોપાળસિંહ !

કનકસેન—મહારાણા, આપને શોકાતુર થવાનું કંઇ પણ કારણ નથી. હવે થઇ ગઈ તે થઇ. ગઇ વસ્તુનો શોચ કરવો નહિ. ગઈ તિથીઓ તો જોશીઓ પણ વાંચતા નથી. હવે આપણને જે કંઇ કરવાનું છે. તે જેમ બને તેમ ઉતાવળથી કરવાનું છે. કારણ કે આપને બચાવનાર નવિનચંદ્રને આજરોજ ફાંસીએ દેવાનો છે માટે કંઇ પણ વિલંબ કર્યા વગર બચાવવો જોઇએ. માટે બધો શોક તજી ચાલો, હવે તૈયાર થાઓ.

ભોપાસિંહ—જેવી આપની ઈચ્છા. ચાલો જઇએ.

( ત્રણુ જણુ તરફ ) બહાદુર સરદારો, આપણે ચાલો અને પાપીને ઘટતી શિક્ષા કરવાને તત્પર થાઓ.

ત્રણુજણુ—જેવી મહારાણાની આજ્ઞા.

કનકસેન—બળદેવસિંહ ?

બળદેવસિંહ—રાજન, મને શો હુકમ છે. ?

કનકસેન—ચાલો હવે સૈન્યની તૈયારી કરો. અને કંઈ પણુ વિલંબ કર્યા વગર સત્વર થાઓ અને હવે આપણા મહારાણા ભોપાળસિંહ પણુ મળી આવ્યાછે. માટે હાલમાં કંઇ પણુ હર્ષની યાદગીરી કર્યા વગર તૈયારી કરો. કાલે આપણે એ દુષ્ટને પકડયા પછી પૂરો હર્ષજ છે. માટે હાલમાં જલદીથી તૈયારી કરો

બળદેવસિંહ—જેવી મહારાણાની આજ્ઞા. ( સૈન્ય તૈયાર થઇ બધા જાયછે. )

## પ્રવેશ. ૧૦.

### સ્થળ—મેદાન, ફાંસી.

પાત્ર—જાલમસિંહ, નવીનચંદ્ર, તથા લશ્કર. પાછળથી પ્રતાપ, સૌભાગ્યચંદ્ર, ભોપાળસિંહ, કનકસેન અને લશ્કર.

જાલમસિંહ—અરે નિમકહરામ છોકરા, તું માહારાણાને બતાવે તેમાં તારૂં શું જવાનું છે. તું બતાવ એટલે હું તને છોડી દઉં.

નવીનચંદ્ર—અરે નિમકહરામ કૂતરા, તું મને તારા જેવોજ ધારેછે ? તું મારા સહસ્ર કટકા કરી નાંખે, ભલે મને ફાંસીએ ચઢાવ. મને અવળી ઘાંણીએ પીલી

નાંખ, ભલે મને પર્વત પરથી ફેંકી દે, પણ આ નવીનચંદ્ર મહારાણાને કદીપણ બતાવનાર નથી.

જાલમસિંહ—અરે છોકરા, આટલી મગરૂરી રાખવામાં તને શો ફાયદો થવાનો છે? તું બતાવીશ તેમાં તારા બાપનું શું જવાનું છે? તારે ને મહારાણાને સંબંધ શો છે? તું કંઈ એમનો સગો છું? નાના, મને એવું ભાસતું નથી. ત્યારે તું બતાવને. તું એમનો એક સરદાર છે અને હું પણ તેમનો એક સરદાર છું તો તું બતાવ એટલે હું તને છોડી દઇશ અને એક મોટી નોકરી આપીશ.

નવીનચંદ્ર—અરે નિમકહરામ સરદાર, સંબંધ શો! સંબંધ તો ઘણો છે. પણ સંબંધ પાળે તેનેજ છે. નિમકહરામ કૂતરાને ટુકડા રોટલાનીજ સગાઇ, બગલાને શિકાર મળે ત્યાં સુધીની સગાઈ. વ્યભિચારી વેશ્યાને પૈસા મળે ત્યાં સુધીની સગાઇ. પણ આ નિમકહલાલ સરદારને તો જીવ જતાં સુધીની સગાઈ છે.

જાલમસિંહ—અરે નાદાન, જેમ જેમ તને કાલા વાલા કરીએ છીએ તેમ તેમ વધારે ચઢેછે. અને વધારે બોલવા લાગેછે. હવે તો તને ચાબુકનો માર મારવો પડશે. બોલ બતાવે છે કે નહિ?

નવીનચંદ્ર—અરે દુષ્ટ કદી સાગર માઝા મુકે, આકાશ પાતાળ એક થાય, પૃથ્વી રસાતાળ જાય, પૂર્વનો સૂર્ય પશ્ચિમમાં ઉગે તો પણ આ નવીનચંદ્ર કદી જોરાવરસિંહને બતાવનાર નથી.

જાલમસિંહ—બસ ચુપ રહે છોકરા, હવે તારે ઇશ્વરનું સ્મરણ કરવું હોય તો કરી લે.

નવીનચંદ્ર—( હાથ જોડી ઇશ્વરની સ્તુતિ કરે છે.)

## ગાયન. ૮.

સાહાય થાઓ દીનાનાથ,
ઓ પ્રભુ સુને, સાહાય થાઓ દીનાનાથ.
આવી આ દુઃખની માંહ્ય ઓ પ્રભુ૦
મરવા ઉભો છું દુષ્ટની સામો,
દયા નથી તલ ભાર. ઓ પ્રભુ૦
રાણાને બચાવવા, મરૂં છું અહીંયાં;
લેજે શરણની માહ્ય. ઓ પ્રભુ૦
પ્યારા મિત્રો તમને, પ્રણામ છે મારા;
મરૂંછું વિયોગમાં હાય.... .... ઓ પ્રભુ૦
ભૂમિ માતા દોષે ક્ષમા તું કરજે;
જાઉંછું તજી તુને આજ.... .... ઓ પ્રભુ૦

અરે દુષ્ટ, તારે મને મારવો હોય તો ભલે માર. તારી તરવારથી મરવાને હું કદી પણ બીતો નથી. હવે વાર લગાડયા વગર મને મારવો હોય તો સુખેથી માર.

જાલમસિંહ—અરે નાદાન છોકરા, નાહક શા માટે પ્રાણ ખોવાને તૈયાર થયો છે ? માની જા, માની જા, અને રાંજાને બતાવી દે.

નવીનચંદ્ર—અરે નિમકહરામ, હું કદી પણ માનનાર નથી. હવે વિલંબ કર્યા વગર તું મને ખુશીથી માર.

જાલમસિંહ—તું ના બતાવે તો તેનાં ફળ ચાખ. ( સિપાઈ પ્રત્યે ) સિપાઇઓ, આ નવીનચંદ્રને ફાંસીએ ચઢાવી દો.

સિપાઇઓ—જેવી મહારાણાની આજ્ઞા. (ફાંસીપર ચઢાવવા લઈ જાય છે. એટલામાં સૌભાગ્યચંદ્ર, પ્રતાપ, ભોપાળસિંહ, કનકસેન, અને લશ્કર આવી પહોંચેછે.)

સૌભાગ્યચંદ્ર—આ રાજ્યદ્રોહી નિમકહરામનેપકડો.

( બધા પકડી લે છે. બીજા સિપાઇઓ નાશી જાય છે. અને નવીનચંદ્ર છુટો થાય છે. )

## પ્રવેશ ૧૧.

### સ્થળ—કચેરી.

પાત્ર—કનકશેન, ભોપાળસિંહ, સૌભાગ્યચંદ્ર, પ્રતાપ, નવીનચંદ્ર, ઇંદુમતિ, અને સરદારો તથા સભાસદો.

ભોપાળસિંહ—( નવીનચંદ્રને ) નવીનચંદ્ર એ નીમકહરામ, રાજ્યદ્રોહી જાલમસીંહને પકડી લાવો.

( જાલમસીંહને પકડી લાવે છે ?

જાલમસિંહ—મહારાણા જે શીક્ષા ફરમાવો તે ઉઠાવા તૈયારછું, પાપીછું, નીર્દયછું, મેં ઘણાં પાપ કર્મો કર્યાં છે, સૌભાગ્યને દેશનીકાલ કરાવવા, પાદશાહ પાસે જનાર હું. હાય સતિ ઇંદુમતિને સતાવનાર હું, હાય સઘળી વાતમાં હું જછું, હે સતિ તું મારી માતા છે. મેં તને ઘણું દુઃખ દીધું તેને માટે મને ઘણો પશ્ચાતાપ થાય છે. હે સતી તું મને દર્શન આપી મારા પાપની ક્ષમા આપ. મહારાણા હું આ વખતે આપ જે શી-

આ ફરમાવો તે કબુલ કરવા ઉભોછું પણ મને એક વ-ખત મારી સતી માતા ઈંદુમતિ મળે. અને મારા પા-પની માફી આપે. એટલે હું મારા કેટલાક પાપમાંથી મુક્ત થાઊં. અરે મારી માતા, અરે ભલા સૌભાગ્ય આપ કયાં હશો.

સોપાળસિંહ—( સ્વ ) આ દુષ્ટને એના પાપનો પુરેપુરો પસ્તાવો થાય છે. જો આ વખતે મને મારી વ્હાલી પુત્રી ઇંદુમતિ મળે અને સૌભાગ્યચંદ્ર તથા પ્રતાપ મળે તો આ હર્ષમાં પછી મણા રહે નહિ. પણ હાલ તે અહીં કયાંથી મળે !

સૌભાગ્યચંદ્ર—મહારાણા શોકાતુર થવાનુ કંઈ પણ કારણ નથી. આપનો દાસ આપની પાસે ઉભો છે.

સોપાળસિંહ—કોણ મારો વફાદાર સૌભાગ્ય. !

સૌભાગ્યચંદ્ર—હા, અન્નદાતાર, આપનો વિયોગી સૌભાગ્યચંદ્ર.

સોપાળસિંહ—આવ, અને મને હર્ષથી ભેટ પુત્ર મેં તને દુઃખ દીધામાં ખામી રાખી નથી. હાય મેં દુષ્ટ થઇ તને દેશ નિકાલ કરાવ્યો મેં વગર તપાસે તને દેશ નિકાલ કર્યો. પણ હાય મારી પુત્રી કયાં હશે !

સૌભાગ્યચંદ્ર—મહારાણા દુઃખી શા માટે થાઓ છો તે સઘળાં અહીંઆજ છે.

સોપાળસિંહ—કયાં છે ? મન સબુરી પકડતું નથી સૌભાગ્યચંદ્ર તું મને જલદીથી બતાવ.

ઇંદુમતિ—(આગળ આવીને) પિતા, વ્હાલા પિતા

આ તમારી દુખીયારી પુત્રી તમારી આગળ ઉભી છે.

ભોપાળસિંહ—કોણ મારી દુઃખીયારી! પુત્રી આવ બેટા આવ. અરે હું અપરાધી હું પાપી, કઠોર હૃદયનો મેં તારી લગારે પણ દરકાર લીધી નહિ.

ઇંદુમતિ—પીતા એમાં કોઇનો કશો દોષ દેવા જેવું નથી વીધીના લખેલા લેખમાં કદી પણ મીથ્યા થનાર નથી. મને એક સાધુ મળ્યો હતો તેણે કહ્યું હતું કે બેટા પ્રથમ તો તેરા કરમમે દુઃખહે પીછેથી સુખહે આ વાત સાચી ઠરી હવે આપણને સઘળાંને હર્ષ થયો.

ભોપાળસિંહ—( સૌભાગ્યચંદ્રને ) સાભાગ્યચંદ્ર, હું ધારૂં છું કે પ્રતાપ પણ અહીંઆં હશે.

સૌભાગ્યચંદ્ર—હા, મહારાણા, પ્રતાપ છે. પ્રતાપ પણ અહીંઆં છે. અને હમારી સાથે મહારાણા કનકસેનની પુત્રી મોહીની પણ છે.

કનકસેન—શું મારી પુત્રી પણ અહીયાં છે, જો હું આટલે સુધી આવ્યો તો પરમેશ્વરે મને દયા કરી મારાં સગાં વહલાંનો મેળાપ કર્યો. ( સૌભાગ્યચંદ્રને ) સૌભાગ્યચંદ્ર મારી લાડકવાઇ પુત્રી મોહીની અને એના સૌભાગ્ય રક્ષક પ્રતાપ કયાં છે.

પ્રતાપ—મહારાણા, આ દાસ આપની આગળજ ઉભો છે. અને તમારી પુત્રી પણ આ રહી.

કનકસેન—કોણ વ્હાલી મારી પુત્રી મોહીની! આવ બેટા.

ભોપાળસિંહ—પણ અરે મારી પ્રેમ કળાવતી કયાં

હશે. અરે એ બિચારી ક્યાં પડી હશે.

જાલમસિંહ—મહારાણા, મેં પાપીએ મારી બ્હેનને પણ કાળાગ્રહમાં પુરી છે તો સિપાઇને મોકલી બોલાવશો.

સૌભાગ્યચંદ્ર—(સ્વ) અરે દુષ્ટ તું તારી બ્હેનને પણ કાળાગ્રહમાં પુર્યા વગર ન રહ્યો. હાય, દુષ્ટ તેં આ શું કર્યું છે.

ભોપાળસિંહ—( સૌભાગ્યચંદ્ર ) જાઓ અને મારી પ્રીયાને બોલાવી લાવ. અને કહો કે હવે સુખનો દીવસ આવ્યો છે. ( સૌભાગ્યચંદ્ર જાય છે અને રાણી કમળાવતીને કાળાગ્રહમાંથી કાઢી લાવે છે.)

ભોપાળસિંહ—( કમળાવતી આવે છે તેને જોઇ ) કોણ મારી વ્હાલી કમળાવતી !

કમળાવતિ—હા, મારા પ્રાણેશ તે હિણભાગી કમળાવતિ.

ભોપાળસિંહ—આવ પ્રીયા આવ અને આ દુઃખીને ભેટી સુખી કર. ( ભેટે છે. )

સુરો—મહારાણાનો જય થાઓ.

ભોપાળસિંહ—કોણ કાકા જયમલજી !

સુરો—હા મારા શિરછત્ર તેજ હું. હું પોતે એકલો નહિ પણ આપણા ગુમ થઇ ગયેલા બે પુત્રો ધીર તથા વીરપર આ રહ્યા. હું પાપીના ફંદમાં ફસી ઉચકી લાવ્યો હતો તે મારા દોષો ઉપર ધ્યાન ન આપતાં આપના પુત્રની સંભાળ લેશો.

ભોપાળસિંહ—કોણ મારા ગુમ થઇ ગએલા પુત્રો ધિર તથા વીર !

ધીર અને વિર—હા આપના દુર્ભાગી ધિર તથા વિર ( ભેટે છે. )

સૌભાગ્યચંદ્ર—મહારાણા હવે આ મામા જાલમને તેમનાં પાપોને પુરે પુરો પશ્ચાતાપ થયો છે તેમને કઇ પણ સજા ન કરતાં માત્ર તેમની પદવી પાછા સોપશો એવી આશા રાખુ છું.

જાલમસિંહ—મહારાણા હું પાપી છું હું નીચ દુરાચારી લંપટ છુ હું કૃતઘ્ની છું આપને ઘણા ઘણા વખત દુઃખ દીધું છે તો મને મારા પાપની શિક્ષા થવી જોઇએ.

ભોપાળસિંહ—જાલમસિંહ, હું તમને પુરતી શીક્ષા આપવાને તૈયાર હતો પણ મારા સૌભાયચંદ્રની હઠ છે તો તે માટે તને છોડી દઉં છું અને તમારી જાગીર પાછી સોંપુ છું.

સૌભાગ્યચંદ્ર-જાલમસિંહજી તમને પણ તમારી જાગીર પાછી સોંપવામાં આવે છે.

જાલમસિંહ—મહારાણાનો જય થાએ.

ભોપાળસિંહ—મારી પ્રેમવાળી પુત્રી મેં તારી દરકાર ન રાખતાં તને અત્યંત દુઃખ દીધુ તેને માટે મને ક્ષમા આપ.

ઇંદુમતિ—પીતા આપને પરમેશ્વર તરફથી ક્ષમા મળેલીજ છે. પીતા, તેમાં તમારો દોષ નથી. મારા લલાટમાં લખ્યું હતું તેવું થયું.

ભોપાળસિંહ—મારી વ્હાલી પુત્રી મેં તને દુઃખ દીધું તેને માટે હું ક્ષમા માગુંછું, અને સૌભાગ્યચંદ્ર હું તમને મારી પુત્રીનો હસ્ત સોંપુંછું. અને કન્યાદાનમાં

મારૂં અડધું રાજ્ય અર્પણ કરૂંછું. ( હસ્ત મેળાપ કરે છે. અને સર્વે સભા ખુશીના પોકાર કરે છે.

સર્વજન ગાયન. ૮.

સૌભાગ્યચંદ્ર સેન ગાદીએ બીરાજે આજ;
નીશ્ચે નગરી સોનાની થઇ, કરો ઉત્સાહના ઉચ્ચાર:
ચંચળ ચીતડુ ખુબ હરખાયે, અચલ તપો એનું રાજ
દુશ્મન એના દીલમાં ડરે છે, હૈડે હર્ષ ન માય.
પ્યારા પ્રભુ. (૨)
લાખો દીવસ એનુ રાજ્ય તપો, એ એકજ અંતર આશ
લક્ષ્મીજી એના લક્ષ્મીજી એના, અખુટ રહો ભંડાર.
પ્યારા પ્રભુ (૨)
મનથી મારી પ્રજા જાણી, પામશે એ રાજન;
નથીએ નીર્દય છે દુઃખ ભજંન, ખુશી ખુશી મન થાય
પ્યારા પ્રભુ (૨)
સુખેથી એ રાજ્ય ભોગવજો, મહેર કરો કીરતાર;
ખરાને ખરૂ ખોટાને કે ખોટું, કરે અદલ ઈનશાફ.
પ્યારા પ્રભુ (૨)
લાજ પ્રભુ એની આપના હાથમાં, સાચવજો દીનાનાથ
લઈએ આ સુખ ભવસાગરનું, છે આજે જય જયકાર.
પ્યારા પ્રભુ (૨)



# આ પુસ્તકને અગાઉથી આશ્રય આપનાર સદ્દગ્રસ્થોના મુબારક નામ.

## ગોધરા.

| નામ. | નકલ. |
|---|---|
| હરીશ્ચંદ્ર ગોવિંદરાવ ... ... ... ... | ૧ |
| સેખ બદરૂદીન વલીભાઇ મ્યુનસીપાલ કમીશનર. | ૧ |
| પઠાંણ ફીરોજખાં માસુમલીખાં. ... ... | ૧ |
| લવાર અંબાલાલ ભાઇજી. ... ... ... | ૧ |
| શાહ વિઠલ કશનજી.... ... ... ... | ૧ |
| સોની સાંકળચંદ નરોતમ. ... ... ... | ૧ |
| પંડ્યા અંબાલાલ ત્રિભોવનદાસ. ... ... | ૧ |
| તાહેરઅલી શેખ બદરૂદીન. ... ... ... | ૧ |
| જસવતસિંગ પ્રતાપસિંગ. ... ... ... | ૧ |
| શા. જમનાદાસ ઝવેરદાસ. ... ... ... | ૧ |
| મોધે, મુકાદમ, પરીખ. ... ... ... ... | ૧ |
| કાજી દાદામીઆં લતીફખાં. ... ... ... | ૧ |
| સિતારામસિંગ અભિલાખસિંહ. ... .... | ૧ |
| સોની ચુનીલાલ છગનલાલ. ... ... ... | ૧ |
| આદિતરામ રાજારાંમ જાની. ... ... ... | ૧ |
| સુથાર દલસુખ જેઠાલાલ. ... ... ... | ૧ |
| વ્યાસ ધનેશ્વર ગીરજાશંકર. ... ... ... | ૧ |
| જમાદાર અહમદહુસેન હસુભાઈ. ... ... | ૧ |
| સૈયદ ન્યાજઅલી ઇમામઅલી... ... ... | ૧ |
| સુથાર પુજાલાલ નાથજી. ... ... ... | ૧ |
| પઠાણ મદુખાં સદુખાં.... ... ... ... | ૧ |
| પરિખ માણેકલાલ છગનલાલ.... ... ... | ૧ |
| વ્યાસ અંબાશંકર દયાશંકર. ... ... ... | ૧ |
| સીધી સુલેમાનખાં મહમદખાં ... ... ... | ૧ |

જમાદાર અમીરખાં ઉમરાવખાં... ... ... ૧
મોચી નાનાભાઇ ગોવિંદભાઇ. ... ... ... ૧
તલાટી સોમેશ્વર દાજીભાઇ. ... ... ... ૧
તુકારામ અમૃતરાવ. ... ... ... ... ૧
શાહ આત્મારામ બાપુજી. ... ... ... ૧
શાહ મણીલાલ લલ્લુભાઇ. ... ... ... ૧
મરાઠા નારાયણરાવ તુલશાજી. ... ... ... ૧
લુહાર પુરૂષોતમ મુળજી. ... ... ... ૧
ચંદુલાલ છગનલાલ. ... ... ... ... ૧
કાઠીઆવાડી બાલચંદ કુવરજી. ... ... ... ૧
શા. ચંદુલાલ છગનલાલ. ... ... ... ૧

## અમદાવાદ.

આત્મારામ અંબાશંકર.... ... ... ... ૨
જોશી નાનાલાલ જે. ... ... ... ... ૧
ભચેચ વેંકટરાવ મોતીલાલ. ... ... ... ૧
ચોકશી ચીમનલાલ ચુનીલાલ... ... ... ૧
ચંદુલાલ હીરાલાલ મણુકીવાલા. ... ... ૩
શાહ જીવણલાલ સી. ... ... ... ... ૧
શેખ ગુલામરસુલ મહમદહુસેન. ... ... ૧
અગરવાલા જેઠાલાલ મુળચંદ... ... ... ૧
શાહ ભોળાભાઈ ભોગીલાલ. ... ... ... ૧
મહેતા માણેકલાલ ગીરધરલાલ. ... ... ૧
દાદાભાઇ અલીભાઇ. ... ... ... ... ૧
ગજાનંદ વાડીલાલ શેઠ. ... ... ... ૧
સુધાકરાવ કૃષ્ણારાવ ડીપેટીયા... ... ... ૧
દેશાઇ નરહરીલાલ ભોગીલાલ. ... ... ૧
મહેતા દશરથલાલ ત્રંબકલાલ... ... ... ૧
ત્રીવેદી ડાહ્યાભાઇ છોટાલાલ. ... ... ... ૧
શેઠ માણેકલાલ ચુનીલાલ. ... ... ... ૧

## વાડાસીનોર.

પટેલ તળશીદાસ નારણદાસ. ... ... ... ૧
અબદુલ નલીઆ એહમદખા.... ... ... ૧

શાહ સાંકળલાલ બાપુલાલ. ... ... ... ૧
પરિખ ચંદુલાલ ગરબડ. ... ... ... ૧
કટકડીયા સાંકળલાલ ગરબડ. ... ... ... ૧
પરિ મોતીલાલ ગોરધન. ... ... ... ૧
કડકડીયા લલ્લુ છગન. ... ... ... ... ૧
અંબાલાલ ચુનીલાલ ભટ્ટ. ... ... ... ૧
ભટ ચુનીલાલ મુળજી. ... ... ... ... ૧

## વેજલપુરના.

શાહ છગનલાલ પાનાચંદ. ... ... ... ૧
સોની રણછોડ રાયજી. ... ... ... ... ૧
સોની હરગોવિંદ મોતીલાલ. ... ... ... ૧
સોની લાલજી ગીરધર. ... ... ... ૧
મહેતા પુરૂષોતમ મોતીલાલ. ... ... ૧
સોની શંકરલાલ છગનલાલ. ... ... ... ૧
મહેતા મોતીલાલ છગનલાલ. ... ... ... ૧
સુથાર મનસુખ મંગળ. ... ... ... ૧

દરજી ત્રીભોવન રણછોડ. ... ... ... ૧
સોની. ચંદુલાલ દામોદર.... ... ... ... ૧
ભટ્ટ લલ્લુ મોતીરામ. ... ... ... ... ૧
શાહ શામળદાસ દલસુખ. ... ... ... ૧
શાહ હીંમતલાલ ગુલાબચંદ. ... ... ... ૧

## લુણાવાડા.

દવે મોતીલાલ ગણપત. ... ... ... ૧
જાની કોદર નાથજી. ... ... ... ... ૧
દવે મહાસુખ અંબાલાલ. ... ... ... ૧

## કાલોલ.

જાની ચંદુલાલ ચુનીલાલ. ... ... ... ૧
શાહ હીમતલાલ માણેકલાલ. ... ... ... ૧
જાની વાડીલાલ રામશંકર. ... ... ... ૧
સુથાર ગીરધર નાગર, ... ... ... ... ૧

## મહુધા.

જોસી ભાઇલાલ ભવાનીશંકર. ... ... ... ૧

પરિ ફુલચંદ કેવળજી. ... ... ...... ૧
જોશી ચુનીલાલ નાનાલાલ ... ... ... ૧

## વડોદરા.

દવે ત્રીભોવન લીલાધર.

## ધોળકા.

સુજમંડર ચંદુલાલ ... ... ... ૧
જગદેશ કુમાર જીભાઇ યાજ્ઞેક. ... ... ૧

## માતર.

કંદોઇ છોટાલાલ માણેકલાલ.... ... ... ૧

## વાસણા બુજર.

માસ્તર રણછોડ હરગોવિંદદાસ. ... ... ૧

## સુથરામપુર.

ઠાકોર જગતસીંહજી નાહારસીંહજી. ... ... ૧

જાદવ દરજેસિંહ નાનાભાઇ. ... ... ... ૧
ભટ્ટ મેવાડા મહેતા ઝવેરલાલ ભવાનીશંકર... ૧

## ઉમરેઠ.

ચીમનલાલ અમૃતલાલ. ... ... ... ૧
શાહ. છોટાલાલ લક્ષ્મીદાસ ... ... ... ૧

## દાહોદ.

દવે આદિતરામ વિષ્ણુદત ... ... ... ૧

## વલસાડ.

હનસોતી કૃષ્ણુલાલ જીવણુલાલ. ... ... ૧

## રાબોડ.

ગીરધરલાલ ઇશ્વરદાસ. ... ... ... ૧

## વિજાપુર.

હરિલાલ વભુભાઇ મહેતા. ... ... ... ૧
અમૃતલાલ હરિલાલ દેશાઇ ... ... ... ૧

### પ્રાંતીજ.

દાહ્યાભાઇ ગોરધન પારેખ. ... ... ... ૧
વાડીલાલ હરગોવિંનદાસ. ... ... ... ૧

### માણસા.

જોશી બાપા હરિશંકર રામેશ્વર. ... ... ૧
ભટ્ટ ચતુરલાલ આદીતરામ. ... ... ... ૧

### મહેલોલ.

શાહ મગનલાલ લલ્લુભાઇ. ... ... ... ૧

### હરકૂડી.

પટેલ ઝવેરદાસ. રાયજી. ... ... ... ૧
પટેલ ખુશાલ પ્રભુદાસ. ... ... ... ૧

### રાજગઢ.

વરિઆ હિરાલાલ જાદવજી. ... ... ... ૧

### ઠાસરા.

મહેતા કૃષ્ણપ્રસાદ માણેકલાલ. ... ... ૧
શેઠ જેઠાલાલ ગરબડદાસ. ... ... ... ૧

### કપડવણજ.

હરિલાલ ભોગીલાલ સોની. ... ... ... ૧
પટવા વિરેશ્વર હરજીન. ... ... ... ૧

### ડાકોર.

શાહ છોટાલાલ મથુર. ... ... ... ૧

### નડીયાદ.

હરિલાલ જગજીવનદાસ કંદોઇ ... ... ૧
અંબાલાલ મોતીલાલ. .... ... ... ૧

### શહેરા.

પટવા. હરજીવન મુળજી. ... ... ... ૧

### બારીઆ.

વ્યાસ ગણપતરામ કાળીદાસ. ... ... ... ૧

### કડોદ.

વ્યાસ. નારણજી રણછોડજી ... ... ... ૧

## આ પુસ્તક નીચે લખેલી જગાએથી મ'



ગોધરા—કર્તા તરફથી મળશે. તથા

ભટ. મણીશંકર રણછોડ તરફથી મળશે.

વાડાસીનોર—દાકતર. હરીવલવ વીધારામ તરફથી મળશે.

કપડવણજ—સોની હરિલાલ ભોગીલાલના તરફથી મળશે.

વેજલપુર—રણછોડ રાયજી તરફથી મલશે.

અમદાવાદ—વિજય પ્રવર્તક પ્રેસના મેનેજર.

પટેલ છગનલાલ હરગોવનદાસ તરફથી મળશે.



# જાહેર ખબર.

---

**વાંચો! જરૂર વાંચો!**

ગૂર્જર ભાષાના હિતેચ્છુ ગ્રહસ્થો, અમારા તરફથી "કીશોર કાન્તા" નામે નૌતમ કથા નાટયની ઢબમાં થોડા દીવસથી રચી પ્રસીદ્ધ કરવામાં આવી છે. આ પુસ્તકમાં શુદ્ધ પ્રેમનો, પિતૃ ભક્તીનો, સતીનાં સતીત્વનો, ભુંડાઇનાં ભુંડા પરિણામનો પવિત્ર સતીઓના પતિવ્રત ભંગ કરવા મથનાર પાપીના પાપના પશ્ચાતાપનો ચિતાર આબેહુબ દર્શાવ્યાં છે. તેની નકલો ઘણી ખપી છે. માત્ર થોડી નકલો હાલ રહીછે. આ પુસ્તક ડેમી ૧૨ પેજી ફરમાં ૩૧૨ પાનાનું છે તે છતાં તેની કીમત જુજ એટલે રૂ. ૦-૧૦-૦ રાખેલી છે.

ખર્ચ મંગાવનારને શીર છે.

ઠે. મુ. ગોધરા.

મુ. કયાશાળા પાસે.

**શા. વિઠલદાસ કસનજી.**

